# એબીસીનીયા પર
# ઓથાર

Abyssinya par Othar



: ચંદ્રભાઇ ફા. ભટ્ટ :

# એબીસીનીયા પર

# ઓથાર

[ વીર પ્રજાની વીરતાનો ઈતિહાસ ]

—: લેખક :—

ચંદ્રભાઇ કા. ભટ્ટ.

: કિંમત :

કાચું પૂઠું : દોઢ રૂપિયો : પાકું પૂઠું : બે રૂપિયા

: સોલ એજન્ટ :

યુગધર્મ સાહિત્ય ભંડાર : રાજકોટ

પ્રથમ આવૃત્તિ

: મુદ્રક :
મણીલાલ છગનલાલ શાહ
નવપ્રભાત પ્રીન્ટીંગ પ્રેસ
ઘીકાંટા રોડ : અમદાવાદ

| |
|---|
| ન વ યુ ગ ગ્રં થ મા ળા |
| વર્ષ ૭ મું : પુસ્તક ૪ થું |

: પ્રકાશક :
જયંતિલાલ રેવાશંકર દોશી
ન વ યુ ગ ગ્રં થ મા ળા
રાજકોટ : : કાઠિયાવાડ

નવેમ્બર : ૧૯૩૯

# આટલું વાંચ્યા પછી જ આગળ વધો

**વાલ્મીકીની** વાત છે કે તે જંગલમાં ફરતા હતા ત્યારે તેમણે એક પોપટ પર તીર તાકીને ઊભેલો પારધિ દીઠો. એક વખતનું પારધિનું જ પણ પછી પલટાઈ ગયેલું વાલ્મીકીનું દિલ દ્રવી ઊઠ્યું ને તેમાંથી અવાજ જાગ્યો. પોપટ ને પારાધની વચ્ચે પોતાનો દેહ ધરીને વાલ્મીકીનો અવાજ બોલ્યો. એ અવાજ કવિતા હતી.

**લાગણી** કે ઊર્મિના ઉલ્લાસ કે વેદનામાંથી એમ કવિતા જન્મે છે. એમાં વેદન હોય છે, પણ ગુમ હોય છે. ઉલ્લાસનો અતિરેક કે વેદના પ્રધાન હોય છે. એમાં સમજાય ન સમજાય પણ બોલી દેવાય છે, એમાં દેખાય ન દેખાય ત્યાં તો ગાઈ પડાય છે. એમ કવિએ ગાયું, અહો ભાવનાના ઉન્માદ, ઉલ્લાસના અતિરેક કે વેદનાની ઘેલછામાં ગાયું. આજેય એ જ મનોદશા ગાઈ પડે છે. કારણ કે ગાનું એ ગાનારને માટે રોચક અને રેચક બન્ને નીવડ્યું છે.

પણ પછી સાહિત્ય પલટાતા જીવન સંજોગોની સાથોસાથ

વધારે ને વધારે પકવ બનતું ગયું અને પકવતા વ્યક્તિગત અને સમાજગત વધારે ને વધારે ભાનાવસ્થાના પરિણામ રૂપ માલમ પડી, અને તેથી તો સાહિત્ય ખાતર સાહિત્યની વાતો સૌન્દર્ય ખાતર સૌન્દર્ય જેવી બાલીશ, ભ્રામક અભાન દશાની પૂરવાર થઈ ચૂકી છે, તથા જાગૃત થતા જતા જીવને ધ્યેય લક્ષી સાહિત્યની વાત તરતી કરી છે. સાહિત્ય એ લક્ષ્ય ચૂકે છે ત્યારે માનવતાની બાલીશ મનોદશાનો કે કાંતો અજ્ઞાતમાંથી જ આવિર્ભાવ પામતા ઉન્માદનો આવિષ્કાર બને છે.

કલા ખાતર કલા કે સાહિત્ય ખાતર સાહિત્યનાં મંતવ્યોને આજસુધી કેટલાક કલાકારો અને સાહિત્યકારોએ સાહિત્ય અને કલાની શુદ્ધિના નામમાં પકડી રાખ્યાં છે. એવી જ રીતે ધાર્મિક કે ચારિત્ર્યની શુદ્ધિને નામે સમાજમાં કેટલાક માનસ-બિમારીના વ્યતિકરો પણ સચવાઈ રહ્યા છે, અને આજના માનસપૃથક્કરણના જમાનામાં પણ તેવા વ્યતિકરોને દૈવી લેખાવાની ઘેલછા દેખવામાં આવે છે. એવી જ કોઈ ઘેલછાથી જૂના સાહિત્યકારો અને કલાકારોનો એક વર્ગ આજે ધ્યેય-લક્ષી સાહિત્યનો માનસબિમારીના વિધેયની જેમ પ્રતિકાર કરે છે.

પણ કેવળ પ્રતિકાર જેમ ઉન્માદ ચિત્રના વ્યતિકરોને યોગ્ય પૂરવાર નથી કરી શકતો, તે જ રીતે આપણા વિષયી-ગત [ subjective ] સાહિત્યકારો અને કલાકારો કવિતા કે ચિત્રના રૂપકમાં બહાર આવતા વ્યતિકરોની સામાજીક યોગ્યતા પૂરવાર કરી શકતાં નથી. કલા અને સાહિત્યની એવી બધી રચનાઓ જે વિષયગત [ objective ] નથી હોતી પણ કેવળ વિષયીગત હોય છે. તે કળા પણ નથી, અને સાચા અર્થમાં સાહિત્ય પણ નથી. અને કાલા ખાતર કલા પણ

નથી, અને સાહિત્ય ખાતર સાહિત્ય પણ નથી જ. એ બધાં સ્વરૂપો સાહિત્યકાર કે કલાકારમાં ઇચ્છા તૃપ્તિ માગતી અને દમન પામેલી વૃત્તિઓ અજ્ઞાત વેગોએ રચેલાં સ્વપ્નમાં દેખાતાં રૂપકો [ symbols ] જેવાં રૂપકો જ માત્ર છે. કડવો લાગે તોય આટલો ઘૂંટડો કલા ખાતર કલાના નામમાં પીંછી કે કલમ લઈને મચી પડેલા મહાશયોએ ઉતારવા જેવો છે. અને પોતાનું માનસપૃથક્કરણ કરી સાહિત્યને વધારે વાસ્તવ [ realistic ] તથા વધારે વૈજ્ઞાનિક [ scientific ] ભૂમિકા પર મૂકવાની જરૂર છે.

**આટલું** ડહાપણ ડહોળીને ગૂજરાતી જનતા પાસે અમે એકજ વાત નમ્રભાવે અને સરલપણે રજુ કરવા માગીએ છીએ કે અમારાં પ્રકાશનોને અમે ધ્યેય લક્ષી બનાવવા માગીયે છીએ. અને એ દિક્ષામાં થયેલી આજસુધીની અમારી ક્ષતિની અમો ઉદાર દરગુજર ચાહીએ છીએ.

**એવા** શુભ ભાવપૂર્વક અમે સ્પષ્ટ કરવાની રજા લઈએ છીએ. ધ્યેય લક્ષી સાહિત્ય એટલે જે સાહિત્યનું ધ્યેય અથવા અર્થ સાહિત્યને માનવકલ્યાણના, પ્રગતિશીલતાના અને જીવન વિજ્ઞાનની દૃષ્ટિના ધ્યેય કે અર્થવાળું બનાવે તેવી જ વસ્તુવાળું સાહિત્ય હોઈ શકે. એવા સાહિત્યની માગ અને આદર અમારો વાચક વર્ગ કરે અને સ્વીકારે એવી અમારી ઉમેદ છે.

**આજના** સંજોગો પર પણ થોડું કહેવાનું મન થાય છે. યુરોપમાં ફાટી નીકળેલા વિગ્રહના સબબે કાગળ, પ્રિન્ટીંગ, બાઇન્ડીંગ વગેરેના ભાવોમાં અનહદ વધારો થવા પામ્યો છે. તે દરેક વાંચક મિત્ર જાણે છે. છતાં અમોએ તો લવાજમના દરમાં અગર પૃષ્ઠના નિયમનમાં કશો ફેરફાર ન કરવાનું ઉચિત માન્યું છે. અમો તો

આવી સ્થિતિમાં પણ ગ્રાહકોના વિશ્વાસ પર નિર્ભર રહીને જ પસાર થવા માગીએ છીએ. અમારા ગ્રાહક મિત્રો આ વિચારમાં અમને સહકાર આપી પોતાનો મિત્રભાવ કાયમ માટે ચાલુ રાખશે, એટલી અમારી ઉમેદ છે.

ગઇ સાલમાં એટલે સાતમાં વર્ષમાં લગભગ ૧૧૦૦ ઉપર પાનાનું વાચન અમોએ આપ્યું છે. અને પુસ્તકો એક એક કરતાં ચઢિયાતા આપવા અમોએ અમારાથી બનતું કર્યું છે. (૧) પાંખડીઓ : ગિરીશ મ. ભટ્ટ (૨) રામરોટી : નટવરલાલ પ્રભુલાલ બૂચ (૩) સંહાર : ઐયુબખાન ખલીલ (૪) એબિસીનીયા પર ઓથાર : ચંદ્રભાઈ કા. ભટ્ટ અને (૫) મારા વિના નહિ ચાલે : ધનવંત ઓઝા. એ પ્રમાણે પાંચ પુસ્તકો આપ્યાં છે. આવતી સાલમાં એટલે આઠમા વર્ષમાં નીચે મુજબ પુસ્તકો આપવાની વકી રાખીયે છીએ:—

**સત્તાવનથી સત્તાવન** : કંપની સરકારનો ઇતિહાસ : છગનભાઈ જોશી.

**ઇ. સ. બે હજાર એક** : સ્વતંત્ર ભારતની વૈજ્ઞાનિક નવલ : ‘ બાજીગર. ’

**ભીમના ટોડા** : મહાભારતની અલૌકિક કથા :

**જાપાનનો ગાંધી** : કાગાવાનું જીવન ચરિત્ર : નટવરલાલ દવે અને છેલ્લું પુસ્તક ‘ ધૂમકેતુ ’ અગર ‘ બકુલેશ ’ની વાર્તાઓનું તૈયાર થશે.

આટલું લખ્યા પછી આપે આપેલો સહકાર કાયમ રાખવામાં આપ આવા સંજોગોમાં પાછી પાની નહિ કરો તેમ ઇચ્છીએ છીએ.

યુગધર્મ સા૦ ભંડાર.<br>રાજકોટ : તા. ૧-૧૧-૩૯ } **જયંતિલાલ દોશી**

# મારા તરફથી

આજે 'એબીસીનીયા પર ઓથાર' ગૂજરાતી જનતા પાસે રજુ કરતાં મને આનંદ થાય છે. આજનો એ જ એક વ્યાધિ જ્યારે આજની એકેએક પળે શાહીવાદી ખૂના મરકી, હત્યારો માનવસંહાર નોંધાવી રહી છે, ત્યારે તે સમજવો અઘરો નહિ પડે. ઇતિહાસની શરૂઆતનો એ જ એક વ્યાધિ છે, માનવ સમાજ પર ઉતરેલું એજ એક અનિષ્ટ છે, અને માનવ સમાજની છાતી પર ઓથાર [Night-mare] બનીને ચઢી બેઠેલું એ જ એક શારિરીક,

માનસિક અને આધ્યાત્મિક આધિ, વ્યાધિ, અને ઉપાધિ છે. એના મૂળ આજની અત્યાચારી સમાજ રચનામાં છે. એ સમાજ ઘટનામાંથી જ નીકળતા પચાઉગીરીના એ એક અત્યાચારે આજસુધી હાડપિંજરોના હિમાલયો જ ખડકયા છે. ઈટાલીના શાહીવાદે પચાવેલા હબસીજનતાના હત્યાકાંડની આ કથા તો શાહીવાદી ખાનાખરાબીમાં એક મામુલી મણકો જ કહેવાય.

એ કથાના લેખક શ્રી. ચંદ્રભાઈ ને ગૂજરાતી જનતા, એવી કથાની ચિત્રાત્મક અને પ્રાણપ્રેરક ચિતાર–શૈલી માટે ઓળખી ચૂકી છે. એમણે એ વિષયમાં આજસુધીમાં પુસ્તકોની હારમાળા આપી દીધી છે, અને જનતાએ તેને એક અવાજે વધાવ્યા છે.

લેખકની આટલી જ પિછાન સાથે હું તેનું એબિસીનીયામાં બનેલી સત્ય હકીકતો પર ને સાચા પાત્રો પર રચાયેલું આ પુસ્તક રજુ કરું છું. મને આશા છે કે ગૂજરાતી જનતા તેનો આદર કરી એવી જ સ્વાધિનતાની કથાઓ પર ઢગલાબંધ પુસ્તકો તેમની પાસે માગશે.

પ્રકાશક

# ઓળખ

કોઈવાર મધરાતે કોઈ સુતેલાની છાતીપર એકાએક ઘંટીનાં પડ ગોઠવાઈ ગયાં હોય તેવો ભાર લાગે છે. ત્યારે એ ભાર કળાતો છતાં ફેંકી દેવાતો નથી, કચડતો છતાં બૂમ પડાતી નથી, એ ભારનું વિધેય બનેલું માનવી અવાક બનીને–આભું બનીને પડી રહે છે. એ ભારને......ઓથારને અંગ્રેજીમાં નાઈટમેર ( Nightmare ) કહે છે.

એવું ઓથાર આજે જગતની છાતીને ભીંસી રહ્યું છે, એવા ઓથાર નીચે આજે કચડાતી માનવતા ભયંકર મનો-વ્યથા અને કરપીણ સંહાર અનુભવી રહી છે, એ જ ઓથારના ઓળા નીચે તરફડતી દુનિયા જાણે અવાક ને અચેતતા અનુભવી રહી છે.

જાણે દુનિયાપરથી દિન ઉડી ગયો છે, ઓથાર બનેલી કાળ રાત્રિ માનવ જગતમાં આકરો ઉન્માદ ઉતારી રહી છે. જાણે ગંડુ બનેલી માનવજાત અઘોર ઘેલછામાં નગરો ચણી રહી છે ને તેમને ભડભડાટ સળગાવી રહી છે, ગામડાં રચી

રહી છે ને તેમને તારાજ કરી રહી છે, વાવેતર કરી રહી છે ને લીલાપાક વણસાવી રહી છે, તાર ને ટપાલ અને રેડીઓની રચના કરી રહી છે અને તે બધી બનાવટને ઉખેડી રહી છે, દવાઓ બનાવી રહી છે ને સાથે સાથે કોલેરા, ક્ષય, ટાઈફોસ અને મરકીનાં જંતુઓને વરસાવી રહી છે. આત્મઘાતની ઘેલછાએ આથી વધારે ઉગ્ર ઉન્માદની કલ્પના કરી નથી, પરદમનના ગાંડપણુની પરાકાષ્ટા આથી મોટી કલ્પાઈ નથી.

અને તોય એ એકલું ગાંડપણ નથી અને ન સમજાય તેવી ઘેલછા કે ઉન્માદ પણ નથી. એ ઓથાર તો શાહીવાદ બનેલો મુડીવાદ અને ફાસીઝમનામધારી સરમુખત્યાર બનેલો મુડીવાદ છે. એ ઓથાર તો, નફા પર—લુંટ પર—અંગત મિલ્કતની પવિત્રતા પર સમાજ વ્યવહાર રચતી સમાજ—રચનાની મુડીવાદ નામની ગોઝારી ઘટના છે. એવી ઘટના-બદ્ધ ઓથારના પાશવી પડછાયા જેવાં હિટલર, મુસોલીની કે ફ્રાંકો નામનાં માનવ પશુઓ તો એ જ ઘટનાનાં રૂપકો માત્ર છે. અને તેથી જ આજની માનવતાનું જીગર ચુંથતા હિટલરો ને મુસોલીનીઓ મુડીવાદી ઓથારનાં, ઓથાર—પ્રતીકો છે જ.

મુસોલીનીની વાત સાવ સાદી છે. મુડીવાદની પાશવી પેદાશની સ્વાભાવિકતા સરખો મુસોલોની એક માનવ પ્રાણી છે. ખધો છે, જોરદાર છે, ભરાવદાર છે ને વ્યક્તિત્વવાળો અસરકારક છે. કોઈ સ્ટવ સળગતો હોય ને ગરમી લાગે કોઈ ડાયનેમો ધૂરકતો હોય ને પ્રાણ લાગે તેવું ઈટાલીના એ સરમુખત્યારના પાલાઝો વેનેઝીયાના રહેઠાણમાં જે જાય તેને થાય છે.

ને એની જીવન કથા પણ સાવ સાદી ને સમજાય તેવી છે. ૧૮૮૩ ની સાલના જુલાઈની ૨૯ મી તારીખે ઈટાલીમાં

રોક્કા નામની એક ટેકરીની ગોદમાં આવેલા એક ડોવીયા નામના ગામના એક ખેડુતના ખોરડામાં ખરા બપોરના ધીખતા કાળ્ય જેવો એ એની માતાને બપોરના બે વાગે સાંપડ્યો ત્યારે રવિવારનો દિવસ હતો. એનો બાપ ખેતી નહોતો કરતો પણ ખેતી કરનારાનાં દાતરડાં ઘસતો, કુહાડા ઘડતો પાવડા બનાવતો ને ત્રિકમો ટીપતો લુહારની કોઢ કાઢીને બેઠો હતો. બાપાનું નામ એલેસેન્ડ્રો હતું. એલેસેન્ડ્રોનું નામ સમાજવાદી તરીકે આસપાસનાં ગામોમાં જાણીતું હતું અને ખેડુતો રાજકારણમાં એલેસેન્ડ્રોની જ સલાહ પર મદાર બાંધતા, અને એ લુહારના કોટડા પર સરકારી પોલીસો છૂપી ચોકી કરતા. ફોરલી નામના શહેરમાં પાસે જ શાકભાજી લેવા માટે એને જવા દેવામાં ઈટાલીની ત્યારની સરકારને જોખમ દેખાતું.

માં, રોઝા નામની હતી, અને ફોરલીની શાળામાં ભણેલી હતી તથા ડોવીઆની નિશાળમાં શિક્ષિકા હતી. સમાજવાદી ધણિની એ શાણીને શરમાળ, ભાવવાળી અને ભગવાનની ભાવિક પત્નિ હતી. એવી મા અને એવા બાપાનો દિકરો બેનીટો મુસોલીની નામના કુટુંબમાં જન્મ્યો હતો અને રોઝાએ ભાવથી ઉછેર્યો હતો. બેનીટો પોતાના જેવો શિક્ષક થાય એવી બાની ઈચ્છા હતી, અને પોતાના જેવો સમાજવાદી થાય તેવી બાપાની મુરાદ હતી, બેનીટો એમાંથી કોઈની ઉમેદના આકારમાં ઘડાય તેવો નહોતો.

બેનીટો ફોરલીની નિશાળમાં પ્રાથમિક શાળાના મહેતાજી થવાય તેટલું ભણી પરવાર્યો ત્યારે તેની ઉંમર અઢાર વરસની થઈ હતી. પછી તરત જ એણે ગોલટીરીની શાળામાં નોકરી મેળવી અને ગ્રામડાના છોકરાંને બાર માસ સુધી બારાખડી શીખવીને આંક ગોખાવ્યા. પછી એને ઓગણીસમું બેઠું અને

નિશાળની દિવાલો વચ્ચે ગોંધાઈ રહેવાથી કંટાળો ઉપજ્યો. એનો વિચાર અમેરિકા જઈને આગળ ભણવાનો થયો પણ લુહાર બાપા પાસે એવા ખરચના પૈસા નહોતા છેવટે દિકરો બહાર જઈને નસીબ અજમાવે એ આશયથી બા એ એને માટે સ્વીઝરલેન્ડ સુધીનું ગાડી ભાડું મેળવી આપ્યું.

બેનીટાએ બિસ્ત્રો બાંધ્યો ને ટીકીટ કઢાવી. જ્યારે એ સ્વીઝરલેન્ડ પહોંચ્યો ત્યારે એણે છાપામાં વાંચ્યું કે ઈટાલીમાં ચૂંટણીજંગનો ઝગડો થયો હતો અને તેમાં એનો સમાજવાદી બાપ એલેસેન્ડ્રો ગિરફ્તાર થયો હતો.

બેનીટા મુસોલીનીએ તાર કરીને રોઝાને પૂછાવ્યું. "હું ઘેર આવું? મારી જરૂર છે?"

"તું તારે આગળ વધ ને નસીબ અજમાવ, તારા બાપા છ માસ પછી છૂટી જશે." રોઝા બાએ જવાબ કહાવ્યો.

બેનીટો આગળ વધતો હતો ત્યારે એના નસીબના ગજવામાં બે શીલીંગ જ હતા. નસીબ અજમાવવા નીકળેલો ને આગળ વધતો બેનીટો ભૂખમરામાં સપડાઈ ચૂક્યો હતો ને ઘરબાર વિનાનો રખડતો રાત પડે ત્યારે કોઈ દુકાનના ઓટલા પર કોઈ પૂલના પડખા પર, કે કોઈ ધરમશાળાની બખોલમાં સૂતો હતો અને જેમ તેમ પેટ ભરતો આગળ વધતો હતો. એમ કરતાં એ લુસાં પહોંચ્યો.

"શું શોધે છે?" એક દિવસ એને રખડતાને પૂછતો એક કડીયો એનાં મજબુત બાવડાં તરફ જોઈ રહ્યો.

"પેટીયું." એણે કંટાળાથી કહ્યું.

"મજુરીએ આવવું છે?" બીજો સવાલ આવ્યો.

"ક્યાં?" એ જોઈ રહ્યો.

"હું ભણવા જાઉં છું ત્યાં."

"ચાલો." એ તૈયાર થયો.

એના ખભા પર કોઈ વાર મોટું ઇમારતી લાકડું હતું, એના માથા પર ક્યારેક ચુનાનું તગારું હતું તો ક્યારેક એ ઈંટો ઉંચકતો મચી પડેલો દેખાતો હતો. સાંજના ૭ વાગતાં સુધી એનીટો કામદાર બનીને કામ કરતો હતો.

એને કામ તરફ કંટાળો હતો. એને કામમાં અપમાન સાલતું લાગતું, એને કામ પર તિરસ્કાર આવ્યો. એને કામદારો પોતાથી નીચી જાતનાં દેખાયાં. એ કામ કરતો ત્યારે એને દુઃખથી કંટાળાથી, ને તિરસ્કારથી બા, બાપા યાદ આવતાં.

"નસીબ જડી જાયતો!" એ નવરો પડતો ત્યારે વિચારતો, "ને એક બંગલા બને ન્યારા......તો!" એવા તરંગો કરતો.

પણ બંગલા એમ નથી બની જતા તે એને ખબર પડી હતી. બંગલા બનાવતાં, પરસેવા ટપકી પડતા, હાડકાં કળી જતાં ને આંખો અંધેરાઇ જતી તે એને સમજાયું હતું, "વિદ્યાપીઠમાં ભણાય તો જ નસીબ જડી જાય." એમ એને સમજાતું હતું.

વિદ્યાપીઠમાં અભ્યાસ પણ કરી શકાય અને કમાઈ પણ શકાય એવું એ કામ શોધતો હતો.

પાછો એક દિવસ જુનું કામ જતું કરીને નવું કામ માગતો બેનીટો ટેડેશી નામના એક દારૂના વેપારીની દુકાનને ઉંબરે ઉભો હતો.

"આપણા ઘરાકોને ઘેર ઘેર જઈ રોજ દારૂના શીશા પહોંચાડી આવવાના ને ખાલી લઇ આવવાના."

બેનીટો ટેડેશીને ઘેર નોકરીએ રહ્યો, અને દરરોજ ઠેલણ-ગાડીમાં ભરીને અથવા તો બંને હાથમાં શીશાથી ભરેલા થેલા લટકાવીને કામ પર ચઢી ગયો.

બીજા સારા કામની શોધમાં એણે એ કામ પણ છોડયું અને પાછો એક દિવસ અરજદાર બેનીટો લા– મરસેરી નામની પેઢીમાં ઉભો હતો. એ પેઢીમાં કામ કરતો બેનીટો લુસાંની વિદ્યાપીઠમાં પણ ભણવા લાગ્યો.

પછી બેનીટો એકવીસ વરસની ઉંમરે પાછો ઈટાલી આવ્યો, અને લશ્કરમાં નોકરીએ જોડાયો.

જે રાઈફલ પલટણમાં બેનીટો સિપાઇ હતો તેનું નામ બરસેલીરી હતું. બરસેલીરીમાં બેનીટો ઠીક શોભતો હતો. એના ખાંધ પર લશ્કરી પોશાક હતો, એના માથા પર ગોળ ટોપ હતો ટોપવાળા માથાપરથી લીલાં પીંછાં લટકતાં હતાં. બેનીટોને દેખતાં બાબાપા મન વાળતાં હતાં. "ખાસો મઝાનો માસ્તર ન થયો તો ભલે પણ સિપાઇ તો થયો." અને બાપાએ એને સમાજવાદી સિદ્ધાંતો ભણાવવાનું ચાલુ રાખ્યું હતું.

"મારાથી બચાશે નહિં......" એક દિવસની મધરાતે સુડતાલીસ વરસની રોઝા મરણ પથારી પર તરફડતી હતી. માતાના

મરતાં કપાળ પર હાથ ફેરવતો બેનીટો આંસુ સારતો હતો, બા બચી નહિં ને બેનીટોને બાપામાં બહુ રસ નહોતો. એણે પાછું રખડવા જવાનું નક્કી કર્યું.

"બેટાં બેનીટો..." દિકરાને વળાવતો એલેસેનડ્રો શીખ દેતો હતો, "સમાજવાદને ન ભૂલતો..."

"ભલે" બેનીટો ઓસ્ટ્રીયા ગયો ને અનુભવો મેળવી પાછો આવ્યો.

બેનીટો પાછો આવ્યો ત્યારે એલેસેનડ્રોએ લુહારની કોઢ બંધ કરી હતી અને ફોરલીમાં એક પીઠું કાઢ્યું હતું. એ દારૂનું પીઠું (ઓસ્ટેરીયાં) લા–એગનેલો નામથી ઓળખાતું તથા ત્યાં પીવા આવનારને નાસ્તો પણ મળતો, એલેસેનડ્રોએ નાસ્તો રાંધવા એગોસ્ટીની નામની એક બાઈને ભાગીદાર તરીકે રાખી હતી, એગોસ્ટીનીને ઓગણીસ વરસની એક બેટી હતી, રશેલ નામની.

એલેસે-ડ્રોને ઘેર છવીસ વરસનો જુવાન દિકરો પાછો આવ્યો હતો અને જુદી જુદી ભાષાઓ શીખી લાવ્યો હતો દુનિયાને દેખીને એ આવ્યો 'તો, એક દેશમાં કેદખાને પડીને આવ્યો 'તો ને બીજામાંથી દેશનિકાલ થઈને આવ્યો 'તો, કેવળ સમાજવાદને ખાતર. બાપાએ બેનીટોમાં સમાજવાદ દેખ્યો ને હરખાયો. જુવાનોએ એને જોયો ને જુસ્સો પામ્યાં, મોટેરાંઓએ એને પ્રોફેસર મુસોલીની કહ્યો, અને પોતાની રસોયણ બાને મદદ કરતી, રશેલની નજર છવીસ વરસના બેનીટો પર પડી અને બેનીટો એને ગમી ગયો. એલેસે-ડ્રોએ પોતે કાઢેલી હોટે-

લના છાપરા નીચે જ પોતાની ભાગીદાર બાઈની જુવાન દિકરી રસેલ સાથે જુવાન બેનીટોને સંસાર માંડતો દીઠો ત્યારે એનું સમાજવાદી જીગર પણ હસતું થઇ ગયું.

પછી ફોરલીના સમાજવાદી પક્ષનો બેનીટો મંત્રી બન્યો અને 'વર્ગવિગ્રહ' નામનું અઠવાડિક ચલાવવા લાગ્યો. બેનીટોએ વર્ગવિગ્રહના તંત્રી પદેથી સાફ સાફ સમજાવ્યું. "

" સમાજવાદ એ કોઇ એક ઝાડમાં ખોસેલી બીજા ઝાડની કલમ નથી, સમાજવાદ કોઇ રાજકારણની રમત નથી કે સમાજવાદ તો એક વ્યક્તિને સમષ્ટિના ભૌતિક ને નૈતિક વિકાસનું વ્યવહારૂ સત્ય છે. "

એ સત્ય માટે તડામાર કરતો બેનીટો હિંસક ક્રાંતિનો હોકારો કરી રહ્યો, ફોરલીમાં દુધની કિંમત ઓછી કરવાની એણે હીલચાલ જગવી. હીલચાલમાં તોફાન થયું ફોરલીના ટાઉનહોલ પાસે ઉભો રહીને હોલના ઝરૂખામાંથી ડોકાતા મેયરને ધૂળ ભેગો કરી નાખવાની વાત ત્યારે બેનીટો બરાડતો હતો, અને શાંતિમાં ભંગ કરવાના ગુના બદ્દલ વારંવાર અદાલતમાં ખડો થતો હતો.

એ કેમ ભૂલાય ! ફોરલીના સમાજવાદી પક્ષે જ્યારે માસિક પાંચ પૌંડના એના પગારમાં એક પૌંડનો વધારો કર્યો ત્યારે એણે વધારો લેવાની ના પાડી દીધી.

પછી ૧૯૧૧ ની સાલ આવી અને ઈટાલીએ ટરકી સામે યુદ્ધ પૂકાર્યું.

સમાજવાદી બેનીટોએ યુદ્ધનો વિરોધ કર્યો, ને વિરોધ માટે

અમલદારોની હડતાલ બોલાવી. હડતાલને દાબી દેવા હથિયારબંધ ઘોડેસ્વાર ટુકડીઓ ફોરલી પર પહેરો ભરી રહી, ફોરલીના સમાજવાદી પક્ષનો મંત્રી બેનીટો ત્યારે એક કેફેના ઝરૂખામાં બેઠો હતો. એના ટેબલની આસપાસ પોલીસ ફરી વળી. બેનીટો ગીરફતાર થયો હતો. એણે ગભરાયા વિના બેડીઓ પહેરવા માટે હાથ ધરી દીધા. એક વરસની સજા ભોગવી બેનીટો ૧૯૧૨ ની સાલમાં બહાર આવ્યો ત્યારે સમાજવાદી પક્ષમાં એનો યશ પથરાઈ ચૂકયો હતો. પક્ષે એને મીલાનમાં પ્રગટ થતા અવન્તી નામના પોતાના છાપાનું તંત્રી પદ આપ્યું.

મુસોલીની મીલાન પહોંચ્યો ને અવન્તી સંભાળીને બેઠો. એલેસેન્ડ્રોના હરખનો પાર રહ્યો નહિં. એને મન બેનીટોમાં સમાજવાદનો વિજય દેખાયો. એને મન બેનીટોની સુધરેલી આર્થિક દશામાં સુખની ગંધ આવી ગએલી જણાઈ, અને ધરનું બધું કામ ઉપાડે તેવી અને જાજરમાન પ્રજા જણે તેવી રશેલ બેનીટોનું ઘર માંડીને બેઠી હોઈ વૃદ્ધ એલેસેન્ડ્રોને સંસાર આખાની સાર્થકતા દેખાઈ ગઈ.

એવા એલેસેડ્રોની વૃદ્ધ આંખો આનંદમાં મીચાતી હતી ત્યારે પણ એના હોઠ ફફડતા હતા કે, " બેટા બેનીટો, સમાજવાદ જ એક..." એનાથી આગળ બોલાયું નહિ પણ અવન્તીનો તંત્રી બધું સમજી ગયો.

બે વરસ વહી ગયાં ને ૧૯૧૪ ની સાલ આવતી હતી.

એ વરસમાં બેનીટોના મનમાંથી બાપા વિસારે પડ્યા હતા, એ જ વરસમાં બેનીટોના માથામાં સમાજવાદ શમી ગયો હતો.

૧૯૧૪ ની સાલ આવી ચૂકી અને યુરોપના શાહીવાદીઓએ રચેલી ખૂની રચનાના અનીવાર્ય વ્યવહાર જેવું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું.

મુડીવાદી શિકારીઓએ શિકારે-જંગ જગવ્યો. મુડીવાદી શિકારીઓએ સંસ્થાનોના શિકારના નવેસરથી ભાગ માગ્યા.

" ને મને જ...ને અમને જ...ને અમને જ ઇટાલીયનોનેજ કાંઈ નહિ ? " બેનીટોની દાઢ ડગડગી ઉઠી, બેનીટોની જીભ સળવળી રહી, બેનીટો લોહીઆળ જટીયાં ખંજવાળી રહ્યો. બેનીટોમાં સમાજવાદ શરમાયો ને શમી ગયો. બેનીટોએ શાહીવાદી શિકારીઓના સુર સાથે શોર મચાવવા જડબાં ફાડયાં ને ધીમેથી અવંતીનો તંત્રી બોલ્યો.

" મુડીવાદી અને શાહીવાદી લશ્કરીઘટનાનો અંત હિંસક ક્રાંતિથી આવશે નહિં. " એક પળવાર મહાત્મા જેવો બેનીટો મુસોલીની ગુઢ દેખાયો, બીજી પળે એનું બદલાયલું પોત ઝળકી ઉઠયું. એણે જણાવી દીધું.

" હું કબુલ કરતાં શરમાતો નથી કે છેલ્લા બે માસથી મારા ચિત્તે ઝોલાં ખાધા કર્યાં છે, અને મારા અંતરમાં મુઝવણુ અનુભવી છે પણુ મને પૂછવા દો કે દુનિયાના કયા બુદ્ધિમાન મનુષ્યને એવું મંથન થયું નથી ? "

એને મંથનમાંથી અંતરનાદ જાગતો સંભળાયો. જાણે વહેલી સવારે બેનીટોના અંતરના અવાજમાંથી બિલાડું બોલતું હોય તેમ એણે સંભળાવી દીધું, " ઇટાલીએ યુદ્ધમાં ઉતરવું જ જોઈશે અને મિત્ર રાજ્યોને મદદ કરવી જોઇશે. "

"કારણ?" ઈટાલીનો સમાજવાદ આઘાત અનુભવી રહ્યો.

"કારણ...! કારણ કે ઈટાલી પણ જગત પર પથરાવા માગે છે, કારણ કે ઈટાલીને પણ સામ્રાજ્ય રચવું છે, કારણ કે ઈટાલીને પણ સંસ્થાનો જોઈએ છે..."

સૌને કારણ સમજાઈ ગયું.

સમાજવાદી પક્ષની પરિષદ ભરાઈ, બેનીટોને પક્ષનું તેડું આવ્યું. બેવફા બેનીટોનો જવાબ મગાયો. બેનીટો આવ્યો ને બેશરમ ઉભો. સવાલ જવાબ થયા. બેનીટો મુસોલીની નામના પક્ષના આગળ પડતા સભ્યને બરતરફ કરવામાં આવ્યો, બેનીટોનું સભ્યપદ અને અવન્તીનું તંત્રીપદ એની પાસેથી ખેંચી લેવામાં આવ્યું.

"બાપ પણ મુરખ હતો કે સમાજવાદ માટે કારાગારમાં સડ્યો," એ પગથી પૃથ્વી કચડતો ને અંદરથી કચવાતો સમાજવાદી પક્ષમાંથી હાંકી કઢાયલો ઘેર જતો હતો.

"બેટા, બેનીટો...સમાજવાદ..." એને મરતા બાપના બોલ ભોંકાયા. જાણે એની ખોપરીની દિવાલો હચમચી ઉઠી. એણે છેહ દીધો હતો.

એને આખે રસ્તે હેનીબાલના વિચાર આવ્યા. એને જંઘીસખાન ને સિકંદર સાંભર્યા, એને કેટો જીવતો જાગતો દેખાયો, એને સીઝર સાંભરી આવ્યો. બધી મહત્તામાં એ મહાન થતો હતો. જાણે એનું અણુપરમાણુ મહાન રોમન સામ્રાજ્યથી સળવળી ઉઠ્યું હતું. એ દાંત કકડાવતો બબડ્યો,

× "ઈતિહાસની ગતિનાં ચક્રોમાં ખૂન આંજવું પડશે."

અને ૧૯૧૫ ના મેની ૨૪ મી તારીખે ઈટાલી પણ યુદ્ધમાં સામેલ થઈ ગયું.

પછી યુદ્ધ ૧૯૧૮ની સાલમાં ખતમ થયું. યુરોપ પર હાડપિંજર ખડકાયાં. સ્મશાન બનેલા યુરોપ પર વિજેતા શાહીવાદી શિકારીઓ શિકાર વહેંચવા વરસાલીમાં બેઠા હતા ત્યારે એજ સ્મશાનના ઈટાલીયન ડાઘુઓ જેવા, પચાસ જણ એક મંડળ રચતા હતા. એ મંડળીમાં બેનીટો મુસોલીની મુખ્ય હતો. એ મંડળીએ કાળા વાગા પહેર્યા હતા. મંડળ રચાયું. મંડળના મુખી મુસોલીનીએ તેનું નામ ફાસી-ડી કોબેટીમેન્ટો પાડયું.

"અને હું તો હજુય સમાજવાદી છું" એમ બોલતા બેનીટોએ પાછા આવેલા સિપાઈઓ તરફ મોં મલકાવીને પ્રજાસત્તાકવાદી પ્રધાનમંડળની નબળાઈ દેખીને, અને શ્રીમંતો તરફ મુજરો કરીને રાષ્ટ્રવાદી લાગણીને લલકારતો કાર્યક્રમ રજુ કરવા માંડયો. એણે ઈટાલીને બોલશેવીઝમમાંથી બચાવી લેવાની વાતો કરવા માંડી. બીજા શાહીવાદીઓ સામે પાસા ખેલવા માંડયા. એનું રાજકારણ ખખડી ગએલા મુડીવાદી અર્થકારણને સલામત કરવા તરફ ઝુકી પડયું અને જોતજોતામાં ૭ જિલ્લામાં એણે પોતાની લાગવગ જમાવી. બાલાબોએ ફીરારામાં, ફેરેનાસીએ ત્રીમોનામાં સામ્યવાદીઓ પર હલ્લા શરૂ

× The ercaking wheels of history have to be oiled with blood"

કરી દીધા. અને તોય બન્ને ગાલ ફૂલાવી એ કાકપુરૂષ પોતાને સમાજવાદી કહેતો હતો અને આખી દુનિયાના સમાજવાદીઓને ખોટા ગણુતો હતો. મુડીવાડના મારા જેવા ફાસીસ્ટોએ સામ્યવાદીઓ સાથે ધીંગાણું મચાવ્યાં. અને તોય ૧૯૧૯ ના નવેંબરની ૧૬ મીની ચુંટણીમાં એ ઉભો રહ્યો ત્યારે એને પાંચ હજાર મત મળ્યા અને એક પણ ફાસીસ્ટ પ્રતિનિધિ ચુંટાયો નહિં. અને પછી હડતાલો વધતી જ જતી હતી. રેલ્વે અને પોસ્ટનાં કામદારોએ અવરજવર અને વાત વ્યવહાર અટકાવી દીધાં. કિસાન લોકોએ પોતાની જતી રહેલી જમીનો ખેડવા માંડી. પોલીસોની બરાકો પર હલ્લા થવા માંડ્યા. ૧૯૨૦ માં તો વાત વધી પડી ઉત્તર વિભાગમાં કામદારોએ કારખાનાં પર કબજો મેળવ્યો, જાણે ઈટાલી આખું બોલશેવીઝમ તરફ કૂચ કરતું હોય તેમ દેખાયું.

ત્યારે એ તૂટી પડયો. ત્યારે એણે એની કાળી ડગલીઓને હાકલ કરી. ત્યારે ઈટાલીના નગરોની શેરીઓ પર ફાસીસ્ટ ગોળીબાર સૂસવી રહ્યા. ત્યારે એણે – મુડીવાદના રક્ષણ માટે રાડ પાડી, "એ નોઈ"

અને પછી કાળીને રાતી ડગલીઓ વચ્ચેની અથડામણ દરરોજની બની રહી.

ઈટાલીના શ્રીમંતોએ મુસોલીનીને ઓળખ્યો અને પોતાના એ તારણહારને માટે તિજોરીઓ ખૂલ્લી મૂકવા માંડી. બેનીટોએ કાળી ડગલીઓની સંખ્યા ઝડપભેર વધવા માંડી. ૧૯૨૦ માં એ સંખ્યા ૩૦,૦૦૦ જેટલી હતી, ૧૯૨૧ માં એક લાખ જેટલી થઈ તથા ૧૯૨૨ માં ત્રણ લાખ સુધી પહોંચી.

કાળી ડગલીવાળા ફાસીસ્ટોના સરદાર મુસોલીની પછી પોતાની રાજકીય મુરાદ જાહેર કરી. એણે કહ્યું કે "જ્યાં સુધી સરકાર રાષ્ટ્રીય હિતોનું રક્ષણ કરશે ત્યાં સુધી ફાસીસ્ટ પક્ષ સરકાર સાથે રહેશે, જ્યારે સરકાર નાલાયક હાથમાં જતી દેખાશે ત્યારે પોતે સરકાર સામે કૂચ કરશે અને જ્યારે સરકાર નબળી જણાશે ત્યારે પોતે ફાસીસ્ટ સરમુખત્યારવાળી સરકાર રચશે."

એમ સામ્યવાદપર ફાસીસ્ટ કુહાડો વિંઝાઈ રહ્યો. ફાસીસ્ટોનાં લશ્કરો ઈટાલી પર પથરાઈ રહ્યાં. સ્કવેડ્રન્સ, મેનીપલ્સ, સેનચુરીઝ, કોહર્ટ્સ, લીજીઅન્સ, એવાં નામધારી કાળી ડગલીઓની ટુકડીઓ ઊભી રહી.

"કામદારોએ છેલ્લો પ્રયત્ન કરી જોયો. ૧૯૨૨ ના જુલાઈની ૩૧ મી તારીખે સંચાઓ ફરતા બંધ થઈ ગયા, ગાડીઓ દોડતી અટકી ગઈ. દિવાઓ હોલવાઈ ગયા. સામ્યવાદીઓએ હડતાલ પૂકારી,

અડતાલીસ કલાકમાં ગમે તે રીતે સરકારે આ હડતાલ તોડી નાખવી જોઈએ. જો સરકાર તે તોડશે નહિં તો અમારી કાળી ડગલીઓ હડતાલીયાંઓ પર તૂટી પડશે" મુસોલીની બરાડી ઉઠ્યો.

હડતાલ તૂટી. ઈટાલીના વડાપ્રધાન ફાકટાએ રાજીનામું મૂક્યું.

મુસોલીનીએ ઉમેરીયું કર્યું, "હમણાં જ નહિં તો કદિ નહીં."

આખા ઈટાલી પરની કાળી ડગલીઓ કૂચ કરી રહી. નેપલ્સમાં પચાસ હજાર ફાસીસ્ટો પરિષદને નામે જમા થઈ

ગયા. ઓક્ટોબરની ૨૬ મીએ સરકારને અલ્ટીમેટમ અપાયું. ઉત્તર અને દક્ષિણમાંથી રોમ પર કૂચ કરવા કાળી ડગલીઓને હુકમ થયો.

ઇટાલીના રાજા વિકટરે મુસોલીનીને ઓકટોબરની ૨૯ મીએ તાર કર્યો, " આવો અને સરકાર રચો " બેનીટોએ પોતાની કાળી ડગલી પહેરી દીધી, સ્ત્રીને ચૂપકીથી ચુંબન ભર્યું, દિકરી ઇડાને છાતી સરસી ચાંપી અને રોમ પહોંચવા ઉપડી ગયો.

૧૯૨૧ ના ઓકટોબરના ત્રીસમા દિવસે સવા અગીઆર વાગે બેનીટો રાજા વિકટરને મળ્યો અને સરકાર સંભાળી, અને પછી દશ વરસમાં, જે કોઈ ફાસીસ્ટ ન હોય તે સૌને તંત્રમાંથી ફેંકી દીધા, જે કોઈ સામ્યવાદી હોય તેને ચૂપચાપ ગૂમ કર્યા ને ગેબી રીતે મરણ પમાડયા, જે કોઈ વિરોધીઓ હતા તેને મક્કમ બનીને વિંધી નાખ્યા. એક મેટીઓટી નામનો હતો, સામ્યવાદીઓનો સરદાર.

" એ મેટીઓટી ! " બોલતાં એનાં જડબાં કકડી ઉઠતાં. એના બાવડાં અકડાઈ જતાં. એની આંખો એ જુવાન સમાજ-વાદી પર રોષ વરસાવી ઉઠતી.

એક દિવસ એ જુવાન સમાજવાદી એના પોતાના ઘરમાંથી ગૂમ થઈ ગયો. એક દિવસ એનું કરપીણ ખૂન થઈ ગએલું માલમ પડયું. બેનીટોના દોસ્તો પર ખૂનની જવાબદારી તોળાઈ રહી. ફાસીસ્ટરાજનાં દોડતાં દમનોમાં તાળાં દેવાયલાં મોઢાં પર ભયંકર મૌન શોર મચાવી રહ્યું. એણે જાહેરજોગ કહી નાખ્યું કે,

" પણ તમે ટ્રીટસના દરવાજા નીચે પતંગીયાંઓની શી

શોધ કરો છો ! આ જાહેર સભા સમક્ષ, ઈટાલીના લોકો સમક્ષ હું સમજાવવા માંગુ છું કે ઈટાલીમાં જે કંઈ બને છે તેની જવાબદારી મારા માથા પર છે…"

પછી ૧૯૨૩ ની સાલનો સપ્ટેંબર માસ આવતો હતો. પાલાઝોશીગીના એના આવાસમાં ફાસીસ્ટ બેનોટો એક ખુરશી પર આડો થયો હતો. એની સામેના ટેબલપર એક રીવોલ્વર અને એક દુધનો પ્યાલો પડયો હતો. એની નજર રીવોલ્વર પર ઠરી હતી. એની દાઢ દુધ પર નહિં પણ ઈટાલીના મુડીવાદને ગબ્બર કરવા ચલાવવાની ધાડનાં રેલાવાનાં ખૂન પર સળકી ઉઠી હતી.

એવો ઈટાલીનો સરમુખત્યાર શિકારના ખ્યાલ કરતો બેઠો હતો. ચાલીસ વરસના એના માથાપર કાળા વાળ ચળકતા હતા, એની ખોપરીની તાલ એના અંદરના ધમસાણને તાલ દેતી હતી. એણે મોટો કાળો ડગલો ઓઢયો હતો. એના ડગલાના બટનપર જલ્લાદની કુહાડીનું ચિત્ર હતું અને બીજી બાજુ એક મોટી ચાબુકનું ચિત્ર હતું. ઈટાલીનાં રાતાંઓના દાતરડાને હથોડાની સામે એણે એ બે ધર્યાં હતાં. એવો એ બેઠો હતો, જાણે નીરોની છબીમાં કોઈ આરસમાંથી કોતરી કઢાયો હોય તેવો. એના ટેબલપર પડેલી ટોપીમાં ચિતરાયલો ઈટાલીનો ગીધ એના પાશવીપ્રાણની તમન્ના જેવો ઉડુંઉડું થઈ રહ્યો હતો.

એના કરપીણ કપાળ પર કરચીઓ પડી.

એલબેનીઆમાં કેટલાક ગ્રીકોએ એના સેનાપતિ ટેલીનીનું ખૂન કર્યું હતું અને તેની સાથે બીજા ત્રણ અમલદારોને પણ સુવાડી દીધા હતા.

એના બદલામાં મુસોલીની વળતર માગતો હતો. એણે એ માગણીઓ હમણાં જ ઘડી કાઢી હતી.

"બદલામાં અમારો કાફલો કોરફુનો કબજો લેશે."

કોરફુના ગ્રીક ગવર્નરે કોરફુ આપવાની ના પાડી. કોરફુના દરિયાઈ કિલ્લા પર બેનીટોની તોપો ગરજી પડી. ગ્રીક સરકારે રાષ્ટ્ર સંઘ પાસે ન્યાય માગ્યો.

"ન્યાય!" બેનીટો બબડતો હતો. "મારી જગા પર જો કોઈ બ્રિટનનો શાહીવાદી બેઠો હોત તો તે શું કરત! આજથી સિત્તેર વરસ પહેલાં જ્યારે લોર્ડ પામર્સ્ટને એવા જ એક બનાવ ખાતર ગ્રીક સરકાર પાસે બદલો માગ્યો હતો અને તેને આખીય પારલામેન્ટ એક અવાજે વધાવી લીધો હતો ત્યારે...ને આજે સંસ્થાનોનાં લોહી માંસ પર ગબ્બર બનેલો બ્રિટનનો ગેંડો...ન્યાય બોલે છે."

પછી ૧૯૨૪ ની સાલના ઓગસ્ટનો છેલ્લો દિવસ પૂરો થયો ને રાત પડી હતી. ઈટાલીના પાટનગરના એક રસ્તાપરથી એની મોટરકાર સરી જતી હતી. એક ઘરની બારીમાંથી એક ગોળી વછૂટીને એની મોટરને વાગી પણ બેનીટો બચી ગયો.

પછી નવેંબરની ૪ થી તારીખે પાલાઝોશીગીના એના રહેઠાણના ઝરૂખામાંથી કાળી ડગલીઓને ઉદ્દેશતો હતો ત્યારે ડ્રેગોની નામની હોટેલમાં અમલદારી પોશાકમાં સજ્જ થએલા ઝેનીબોનીએ નિશાન તાકયું પણ અફળ ગયું. ઝેનીબોની પકડાયો ને ત્રીસ વરસનું કારાગાર પામ્યો.

અને ૧૯૨૬ ના એપ્રિલની છઠ્ઠીએ પાછો એક ધડાકો

થયો. વાયોલેટ નામની એક આયરીશ બાઈએ રીવોલ્વર તાકી. મુસોલીનીએ ચમકીને માથું પાછું લીધું અને બેનીટોના મગજને ચૂકીને ગોળી એના નાકની અણીને ઉતરડી ચાલી ગઈ. વાયો-લેટ પકડાઈને પછી એની કાળી ડગલીઓ એના પર તૂટી પડી તે એ નાકની અણિપરનું લોહી લૂછતો દાઝથી દેખતો હતો.

એજ વરસના સપ્ટેંબરના અગીઆરમા દિવસે લુસેટી નામના એક ફ્રાન્સથી તાજા આવેલા જુવાને મુસોલીનીની મોટરકાર પર બે બોંબ નાખ્યા પણ એકલો બેનીટો જ બચી ગયો. એના શિવાયના સાત જણ ઘવાયા હતા, અને એક મરણ પામ્યો હતો.

પછી છ અઠવાડીયાં પસાર થઈ ગયાં અને એ બોલોનાના બજારમાં સરઘસમાં મોટરમાં પસાર થતો હતો ત્યારે બરાબર એની છાતી પર એક જુવાને ગોળી તાકી. ગોળી એના બટન પરથી એની સાથે બેઠેલા મેયરનો કોલર કોચી ચાલી ગઈ. એકાએક સરઘસ અટકી ઉભું. ઓચિંતો એક પકડાયો ને પકડાયો તેવો પટકાયો. એક પળવારમાં લોહીમાં તરબોળ થએલું જુવાનનું શરીર મરેલું પડ્યું હતું તોય માર ખાતું હતું.

એણે હેન્ડરસનને કહ્યું કે "હું બચી ગયો છું ને બચી જવાનો છું. મને એક જોષીએ કહ્યું છે કે હું કોઈના એવા હુમલાથી મરણ પામવાનો નથી. એ ભવિષ્યમાં હું માનુ છું."

અને એ બચી ગયો અને એના માથામાં ભૂમધ્યપરના મહાન સામ્રાજ્યનાં દિવા સ્વપ્નો દેખાયા જ કર્યાં ત્યાં તો ૧૯૩૨ ની સાલ આવી ગઈ હતી.

૧૯૩૨ ની વહેલી સવારે બેનીટોએ જનરલ ડી. બોનોને કેટલાંક ખાનગી કામો માટે ઈરીટ્રીયા મોકલ્યો. ડી. બોનો

ખાનગી તપાસ કરીને અને ખાનગી માહિતિઓ મેળવીને પાછો આવ્યો તે વાત આપાંઓ જોગ પણ ખાનગી રાખવામાં આવી.

ત્યારપછી મુસોલીની રાતના મોડા સુધી એબિસીનીયા પર મીટ માંડીને નકશો પાથરીને દેખતો દેખાતો હતો. નકશામાં જ એણે સાંભળ્યા પ્રમાણે એની આંખ આગળ એબિસીનીયાની પેદાશ તરવરતી હતી. "ત્યાં શું નથી! બધું જ છે તો..." એ મનમાં બબડતો હતો અને એને પાર્ઈન એપલ દેખાતાં, પ્લેટીન મના ઢગલા જણાતા, અનાજના ઢગલા ઉભરાતા અને કોફીનાં તો જંગલો દેખાઈ પડતાં. એ ઉપરાંત ત્યાં રૂના ઢગલા પાકવાની શક્યતા તો ભરચક ભળાતી,

"પાંચસો માઈલ પહોંચીએ ત્યાં, રાતા સમુદ્રનું બંદર આવે, નહીં તો નાઈલમાં સ્ટીમર હંકારીને ય ક્યાં નથી જવાતું!" એનું ચંચળ મન દરિયાપર ચોંટી જતું ને ઘડીકમાં પાછું રીફનો પ્રદેશ દેખી ડોલી ઉઠતું, "ધાતુઓની ખાણોની શી શક્યતા ભરી છે!"

એણે મક્કમતામાં હોઠ ચાવ્યા ને દાંત બીડયા, "એક એકડો હશે તો મીંડા વધારાશે" એણે ગણતરી કરી. એબિ-સીનીયાને સામ્રાજ્યનો એકડો બનાવવાનો એણે નિરધાર કર્યો.

"મહાન રોમન સામ્રાજ્ય!" મહાન રોમન સામ્રાજ્ય બાંધવાની શરૂઆતના પાયા તરીકે બેનીટોને એબિસીનીયા દેખાયો, એબિસીનીયા પછીનું બીજુ સાહસ ભૂમધ્યનાં મોજાં પર રોમન જહાજોનું સ્વામીત્વ દેખાયું.

"એબિસીનીયા......પર......" મુસોલીનીની આંખ ટેબલ પર પડેલી ટોપીમાં પાંખો પસારતા ગીધ પર ગોઠવાઈ ગઈ. એ ગીધમાં એને અનેક આશાઓ દેખાઈ. એ ગરૂડરાજની પાંખ

પર ચઢીને એને રોમન સામ્રાજ્યની રચના કરવાનો ઉમળકો આવ્યો, એ ગીધની ફાળમાં એને નુતન ઇટાલી રચવાની શકયતા દેખાઈ. એ ગીધની ચિચીયારીમાં આખું ઇટાલી એબિસીનીયાના શિકાર પર તૂટી પડશે એવો એને વિશ્વાસ આવ્યો.

"એ યાદ......એ યાદ......" એને કંઈ યાદ આવ્યું. એણે પહેલી પળે એક બગાસું ખાધું પણ બીજી જ પળે મોટા બગાસાથી ભિંજાયલા એની આંખના ખુણા ચમકી ઉઠયા. એનો આખો ચહેરો ઉત્તેજિત થઈ ગયો, એ બબડયો.

"ઇટાલીની રાષ્ટ્રયાદમાં આડોવા એક દુ:ખદ પ્રસંગ છે ખરો પણ આજે એ યાદ શરમજનક બનવાને બદલે વધારે તો ઉત્તેજના આપશે. વરસાલીમાં ઇટાલીને બનાવી જવાની યાદ પણ દુ:ખદ તો છે જ પરન્તુ તે ય આજે એબિસીનીયા પર જવાનો વેગ વધારશે, અને......" એની વિચારમાળા આગળ લંબાઈ, "અને પછી આફ્રિકાની ઉત્તરપૂર્વનું સામ્રાજ્ય ઇજીપ્ત પર દબાણ લાવી શકશે ને એલેકઝેન્ડ્રીયાની કિંમતને નકારશે, પેલેસ્ટાઈનને સીરીયામાં કાવતરાં રચવાં સુલભ બનશે ને ત્યાંની અંગ્રેજી અસરને નબળી પડાશે, પછી તો અંગ્રેજીને ફ્રેંચ હકુમત પર પૂર્વ ભૂમધ્યમાં ઘા કરી શકાશે. એ ઉપરાંત સ્પેઈનમાં બાજી પથરાશે અને પરિણામે ઇટાલી એન્ડેલુશીયા તથા ઉત્તર મોરોક્કો પર અધિકાર જમાવશે ને જીબ્રાલ્ટરને જોખમાવશે અને..." મુસોલીનીએ પાછી વિચારમાળા તોડીને ટેબલ પર જોયું. એની ટોપીમાંનો ગીધ સજીવ બની ગયો હોય એમ એને લાગ્યું. એણે ભયંકર અટ્ટહાસ્ય કર્યું ને ભયંકર નિરધાર કરી લીધો.

"પણ અંગ્રેજ!" એની ખોપરીની દિવાલમાં એક આ શંકા જોરથી અથડાઈ. એણે તેને તેટલા જ જોરથી જવાબ આપ્યો, "કંઈ જ કરવાના નથી, થોડાક નાચશે કૂદશે કે ચેન-

ચાળા કરશે તો એમના પગ પર સંસ્થાનોનાં ખૂન ખાઇખાઇને ગબ્બર થએલો એ બ્રિટનનો શાહીવાદ બહુ બબાળા કરશે તો એના પોતાના ભારથી તૂટી પડશે" એણે દોડી આવેલી ચિંતાને પાછી કાઢી. એણે ત્યારપછી એક અંગ્રેજ પ્રતિનિધિને મુલાકાત આપતાં સ્પષ્ટતા કરી.

"તમારે ખુશ થવું જોઈએ કે હું અબિસીનીયા પર ચઢાઇ કરૂં છું. કારણ કે હું માત્ર બ્રિટને જે કર્યું છે તેજ કરૂં છું. મારે બ્રિટીશ શાહીવાદીઓ સાથે દોસ્તી છે. મારા પગલાથી તો ઉલટા તેમના હાથ મજબુત થશે કે તેમને પણ તેમની પરાધીન પ્રજાઓ પર રાજ કરવાનો હક્ક છે. આપનો શાહી ઇતિહાસ આપને હબ્સીઓના સ્વાતંત્ર્ય માટે ચિંતા કરવાની ના પાડે છે."

પછી એબિસીનીયા પરની ચઢાઈની તડામાર તૈયારીઓ શરૂ થઈ ગઈ. મસાલાના બંદર પર ઇટાલીયન જહાજો ઇટાલીના જુવાનો ને અને લડાયક માલના ઢગલાને ઠાલવી રહ્યાં. લાખો મજુરોને એબિસીનીયાની સરહદ પર રસ્તા બાંધવા માટે રોકી દેવામાં આવ્યા.

ત્યારે ત્રિરાજ્યપરિષદ પેરીસમાં બેસીને આ ચઢાઇને અટકાવવાનો વિચાર ચલાવતી હતી. ત્યારે મુસોલીની એના આવાસમાં આરામખુરશી પર પડ્યો હતો. સામે ગોઠવાયલા ટેબલ પર એક ચામડાના પુઠાવાળું ચોપાનીયું પડ્યું હતું ને તેના પર લખ્યું હતું, "સેક્રેટેરીયા" ટેબલના બીજા ખુણા પર એક ઇટાલીના ખબરપત્રીનો તાજો આવેલો તાર પડ્યો હતો. બેનેટોએ બેઠા થઇ જઇને તાર લીધો અને ફરીવાર વાંચવા માંડ્યો, અને પછી એ તારને ટેબલ પર જોરથી પછાડી બબડ્યો.

"ભૂમધ્યમાં બ્રીટનનો કાફલો પહોંચી ગયો છે! એ કાફલો એણે શા માટે મોકલ્યો હશે! ઇટાલીની છાતી પર પિસ્તોલ ધરી છે

શું ? ઇટાલી પર પ્રતિબંધો છોડયાને દમ ભિડાવવા એલેકઝેન્ડ્રીયા પર કાફલો બેસાડયો હશે ! બ્રિટન પણ ભારે નાટકીયું નિવડયું. શું મહાત્મા જેવું ડોક ડચકાવી ના પાડવા બેઠું છે ! " એના આખા કપાળ પર કરચલીયો પડી. એનો ચહેરો રતાશ મારી રહ્યો. એણે દાંત કકડાવ્યા ને અવાજ કર્યો, " એબિસીનીયા પર ન ચઢું ! વાહરે મારી દરિયાની રાણી. બ્રિટાનીયા શી ડમરી બની બેઠી છે ! ૪૫૦,૦૦૦,૦૦૦ લોક પર જુલ્મીશાસનનો કોરડો વિંઝતા બ્રિટનને તે શું શાણપણ સાંપડયું છે ! તો પછી એ બોર યુદ્ધ શું કામ લડયુંતું ! હિંદનાં પાંત્રીસ કરોડ પર કેમ પથરાયું છે ! એણે મંચુરીયા પર ઉતરતા જાપાનને કેમ નહોતું રોકયું ? એણે કેટોના બજારમાં ઇજીપ્તશીયન વિદ્યાર્થીઓનો કેમ વિંધી નાખ્યાતા ! કોર્કના લોર્ડ મેયરને કેમ સડાવી માર્યો તો ? બેલબ્રીગન શહીદોનાં ખૂન તેમનાં ઉંબરામાં જ કેમ રેડી નાખ્યાંતાં ? અને કહે છે કે ન ચઢો ? એ બલુચિસ્તાન પર ચઢયું, બર્મા પર, સાઇપ્રસ પર, વીહાઇવી પર, હોંગકોંગ પર કોબીટ પર, સોનાઇ, ઉત્તરગીની, દક્ષિણગીની, પૂર્વગીની, સોલોમન ટાપુઓ, સુદાન, યુગાન્ડા, બ્રિટીશ પૂર્વઆફ્રિકા, સોમાલીલેન્ડ, ઝાંઝીબાર, ટ્રાન્સ-વાલ, ઓરેન્જ ફ્રીસ્ટેટ, રોડેશીયા, મધ્ય આફ્રિકા, નાયગીરીઆ, પેલેસ્ટાઇને ટ્રાન્સ જોરડન, તથા ટાંગાનીકા, અને ટોગોકેમેરૂન પર ચઢયું, ઓથારની જેમ ચઢયું ને ચસચસ કરતું ખૂનના દરિયા પી ગયું ને પાછું શા જીગરથી કહે છે કે......લોહીઆળ લપકારા લેતું કહે છે કે એબિસીનીયા પર ન ચઢો, હું ચઢવાનો એબિસીનીયા પર ઓથાર બનવાનો. " એણે ભયંકર હાસ્ય કર્યું. અને એ ચઢયો.

અને એ એબિસીનીયા પર ઓથાર બન્યો.
એણે એબિસીનીયા પર ચઢાઇ કરી.

—લેખક—

# ૧–ઇતિહાસ બોલે છે

એવું ઈતિહાસ બોલે છે.

શું?

કે એક હતો રાજા ને એક હતી રાણી–રાજાનું નામ સોલોમન, રાણી શેબા. શેબાને દીકરો સાંપડ્યો; નામ મેનેલીક.

મેનેલીક મોટો થતો હતો. બાળક મટીને કિશોર બન્યો અને કિશોર મટીને જુવાન બન્યો. એની જુવાની ઝબકી રહી; એનું માથું કંઈ કરી નાખવાના વિચારથી ભરાઈ ગયું, એનાં બાવડાંના તંતુઓ તંગ થયા, એનું કાળજુ જુવાનીના જોરથી ધબકી ઉઠયું. એણે આફ્રિકાના પુર્વ કિનારા પર શહેનશાહત સ્થાપી. એની શહેનશાહતનું નામ ઇથોપીયા.

ઇથોપીયાનો વિસ્તાર એક લાખ જોજનનો હતો. એક લાખ જોજનનો પ્રદેશ એ પહેલા શહેનશાહના જીગર જેવો સુંદર ને ભયંકર હતો, વેરાનને હરીયાળો હતો, ફળદ્રુપને પત્થરીયો હતો, એક યુથોપીઆનો માનીતો મેનેલીક ને બીજો ઇથોપીઆનો માતેલો વનરાજ, બંનેની ઝુમથી ઇથોપીયા ભર્યું ભર્યું લાગતું.

એક ઇથોપીયાનો સૂસવતો મહાસાગર અંજલી આપતો હતો. એની સપાટી પર ઉન્નત ઉભેલી પર્વતમાળા એને જાત-જાતના ને ભાતભાતના શણગાર સજાવતી, એ ઇથોપીયાની ધરતીનાં પડમાં તેલ ને સોનાના ભંડાર ભરેલા પડયા હતા, એની ધરતીના મીઠારસ શેલડીમાં અખંડ ઝરતા રહેતા હતા, એની વનરાજીઓમાં ઝાડનાં ઝુંડ રબ્બરના અખૂટ રસ રેલાવતાં.

એવા એ ઇથોપીયા પર ભલાંભોળાં નરનારીઓના વાસ હતા, એમનાં સાદાં ને સ્વચ્છ ખોરડાં હતા, સાદાંને સુંદર પોશાક હતા, સાદાં ને સરળ જીવન હતાં.

એવો એ ઇથોપીયાનો આદમી પરસેવો ઉતારી કમાતો. ઇથોપીયાની ઘર વાળી એના આદમી સાથે અડોઅડ ઉભી રહી મહેનત કરતી, ઘર ચલાવતી ને બાળકો ઉછેરતી. એવો ઇથોપીયાનો સંસાર પ્રાથમિક હતો. સાદો હતો સુખી હતો.

એ સંસારનાં સાથીદારો ખચ્ચરોપર ડોલતાં સફર કરતાં ત્યારે જાણે આખું ઇથોપીયા આનંદથી ડોલતું દેખાતું એમની ઉજાણીઓ ઉજવાતી ત્યારે જાણે ઇથોપીયા પર મીઠા સ્વાદને મધુરી એકદીલીના રંગ રેલાતા ને કોઈ કોઈ વાર ઇથોપીયાનાં નરનારીઓ ગાન ગાતાં ને ગુલતાન બનતાં ત્યારે ઇથોપીયાના જીવન આખાને નાચી ઉઠવાનું મન થતું.

એવા એ ઇથોપીયામાં જે જતું તે ભરાઇ પડતું એવો ઇથોપીયાનો તે અનુરાગ હતો.

“ લો રાખો રાખો રહી જાવ અમારે ત્યાં તમે કયાંથી !” બોલતાં ઇથોપીયાનાં નર નારીઓની ભાવભીની આંખો – પથરાઈ

પડતી ને એમના અનુરાગી હાથ મહેમાનને ગળે વિટંળાઈ વળતા.

“ ચાલો ચાલો આપણે નાચીએ ને ગાઈએ. ” ઇથોપીયાના પાદર પર જુવાનો મુસાફરોને મસ્તી ભર્યાં મનાવતાં “ ને તમને ખબર છે ! ” ઇથોપીયાનાં ભોળાં નર નારીઓ અજાયબીમાં આંખો ઉંચકી પૂછતાં.

“ શું ? ”

“ પછી છે ને તે પછી......ને પછી ” એમણે પુરાણા કાળની સાંભળેલી વાતો માંડવા બેસી જતાં.

“ પણ શું ? ” સાંભળનારને જાણ્યા વિના જવાનું મન જ થતું નહિ.

પછી છેને તે હેકાને કુસ સાંપડ્યો ને કુસને ત્યાં ઇથોપીસ જનમ્યો. “ પરીઓની વાતો જેવી દંતકથાઓ બોલતાં ઇથોપીયન નરનારીઓ ઉલ્લાસમાં આવી જતાં “ અને પછી શું થયું ? ” સાંભળનારને સાંભળ્યા વિના ચેન પડતું નહિ.

“ પછી આંગાબોના કુળમાં રાણીશેબા અવતરી, બાઈબલમાંય લખેલું છે. વાંચજો પડોશીપર પ્રેમ કરવાની વાત સુધરેલા ગોરા લોક જંગલી ગેંડા જેવા હતા ત્યારની અમે ગળે ઉતારી છે. ” એમ બોલતી ઇથોપીયાની દંતકથા સાંભળનારને ખૂબ દૂર દૂર ભૂલાયલા ભૂતકાળની અજાયબીઓમાં ઉતારી દેતી અને સાંભળનારને પૂછ્યા વિના ચાલતું જ નહિ.
“ પણ પછી ? ”

“ પછી શેબાની રાણીએ સોલોમનનાં વખાણ સાંભળ્યાંને એને પરણવાની તાલાવેલી જાગી. પછી બંને મળ્યાં પછી

શેબાને પુત્રની ઇચ્છા થઇ અને સોલોમનથી એને સંતાન સાંપડ્યું એ મેનેલીક."

'એમ!' સાંભળનારના હોઠ હસી ઉઠતા.

'અને રાખો રાખો, તમે દેખ્યો છે?' પાછાં એ પૂછી ઉઠતાં.

"શું?"

"કીખો પર્વત!" તો તમે જોયું છે શું? આખી દુનીઆમાં એવો ક્યાંય નહિ હોય રાજા મેનેલીક જીત કરીને આવતો હતો ને પર્વતની તળેટીમાં પડ્યો હતો. એને મરણ દેખાયું. એ બોલ્યો, હું રાજા, હું એમ ન મરું." એ ઉઠ્યો. એની સાથે એના સરદારો ઉઠ્યા. માંદો માંદો ચઢ્યો. મારા બાપ! કીખો કોનાથી ચઢાય! આખી સેના તળેટીમાંથી પાંપણ પણ હલાવ્યા વિના તાકી રહી હતી. સરદારો ટપોટપ અટકવા માંડ્યા, એ એકલો ચઢતો હતો, એ ચઢ્યો, નાનો થયો ત્યાં સુધી ચઢ્યો, ટપકા જેટલો દેખાયો ત્યાં સુધી ચઢ્યો. પછી એક વાદળ આવ્યું ને એ દેખાતો બંધ થયો. કહે છે કે એ કીખોના માથા પર સુતો છે, ને સુતો સુતો આખા ઇથોપીયા પર ચોકી કરે છે. મહારાજા મેનેલીક!" એવી અનેક વાતો કરતાં ઇથોપીયાનાં નરનારીઓની આંખો ચમકી ઉઠતી, એમનાં નસ્કોરાં ફુલી ઉઠતાં, એમનો આખો ચહેરો ઉત્તેજીત થઇ જતો.

## ૨–ઇથોપીયાની ઓળખ

વિષુવવૃત્ત અને ( Tropic of cancer )ની વચમા આપણી સુધરેલી દુનીઆમાં જાણે નાના મોટા ડુંગરોનું એક વિશાળ ખેતર હોય એવો દેશ ઉભો છે, નામ ઇથોપીયા.

એના ડુંગર જેટલા ઉંચા છે તેટલી કરાડો ઉંડી છે. એમાનીચાં નમેલાં રણ પથરાએલાં છે, ઉન્નત ઉભેલાં જંગલો જામ્યાં છે. એ યુગાન્ડાને ટાંગાનીકા દક્ષિણમાં પથરાયલો પડ્યો છે.

ઉત્તરમાં પોર્ટ સુદાન ને રાતો સમુદ્ર છે, પૂર્વમાં એડન છે. અને પશ્ચિમમાં ઇજીપ્ત ને સુદાન છે. એના દરિયા કિનારા પર હિંદી મહાસાગર, એડનનો ઉપસાગર તથા રાતો સમુદ્ર છે. યુથોપીયાને આખે કિનારે, કિનારા પર ધ્યાન ધરતા ધોળા બગલા બેસી જાય તેમ ગોરી પ્રજાઓ ગોઠવાઈ ગઈ છે. યુથોપીયાના પગ પાસેના કિનારે ઇટાલીનો સોમાલી લેન્ડ, એડનના ઉપસાગર પર અંગ્રેજી સોમાલીલેન્ડ અને રાતા સમુદ્રના કિનારા પર ફ્રાંસનો સોમાલીલેન્ડ છે.

આવો અજબ જેવો દેશ કોણે ક્યારે જોયો હતો ! ઇટાલીના

મુડીવાદે લોહી રેડીને, બોંબ નાખીને, ઝેરી ગેસ રેલાવીને અને સ્ત્રી પુરૂષો તથા બાળકોની એકધારી કતલ ચલાવી ને તે દેખાડ્યો ન હોત તો ક્યારે દેખાવાનો હતો ?

એ હેરત પમાડે તેવો છે, મોહ પમાડે તેવો છે, ઘરમાં રહીને ભુગોળ ગોખતાંને થથરાવી મુકે તેવો પણ છે.

એવા એ ઇથોપીયા પર આમહારિક જાતિ વસે છે. એના પર થોડાંક શહેર છે. અને દુર દુર એનું પાટનગર આડીસ-અબાબા છે. એ પાટનગર સુંદર ખુશબોદાર ફુલના બગીચાઓનું નગર છે. કાળા રંગવાળાં પણ રાતા લોહીવાળાને ભાવભીની આંખોવાળા નરનારીઓનું નગર છે. એમની સંખ્યા ઇટાલીની શ્રીમંતશાહીએ કતલ ચલાવી તે પહેલાં એક લાખને વીશ હજાર જેટલી હતી અને આખા ઇથોપીયા પર એકસોને વીશ લાખની વસ્તી ગણાતી.

જેવું હીંદમાં કાશ્મીર; અમેરિકામાં કેલીફોરનીયા, યુરોપમાં સ્વીઝર્લેન્ડ તેવો ઉત્તર પૂર્વ આફ્રિકામાં ઇથોપીયા.

એની નદીઓ નાઇલમાં પડે છે, ને એની દક્ષિણે આઠ મોટાં સરવરો ઠેઠ મહાસાગર સુધી પહોંચે છે. એની જમીનપર શાકભાજી ઉભરાય છે, એનાં જંગલોમાં જાતજાતના ઝાડપાનનાં ઝુંડો છે, એના ખેતરોમાં એનાં વતનીઓ અનાજના ઢગલા પકવે છે. એમાં કાચો માલ પાકે છે અને હિંદના ખેડુતોની જેમ યુથોપીયાના ખેડુતો પણ હળથી જમીન ખેડે છે. અને દાતરડાંથી પાક લણે છે.

ઇટાલીના મુડીવાદી મારાનો મારો આવ્યો તે પહેલાં ઇથો-પીયાને એના શહેનશાહના સુધારાઓમાં ઘણી ઘણી આશાઓ

હતી, એ શહેનશાહમાં વિશ્વાસ હતો ને એ વિશ્વાસમાં કલ્લોલથી ઇથોપીયાની પ્રજા સુખથી જીવતી હતી.

ઇથોપીયાને શહેનશાહ હતો, મેનેલીકના વંશનો.

નામ હેઇલ સેલાસી. એ શહેનશાહ નહોતો, શિક્ષક હતો. એને એના ઇથોપીયાની બધી ખબર હતી. એ એનાં વતનીઓને સારી રીતે ઓળખતો હતો એના દિલમાં ઇથોપીયાનાં એકએક નરનારી માટે દાઝ સળગતી હતી.

એ ઇથોપીયાનાં જંગલોને આબાદ બનાવતો હતો, એના ખેડાતાં ખેતરોને ફળદ્રુપ કરતો હતો, એની સોનાની રૂપાની તાંબાની, અને પ્લેટીનમની ખાણોને ખોદાવતો હતો.

ને એ કહેતો હતો "ઇથોપીયા એટલે ડુંગરા નહી, સરોવરો નહીં, ખેતરો નહીં. મારે મન તો યુથોપીયા એટલે ઇથોપીયાના નરનારીઓ, ઇથોપીયન બાળકો છે. મારે એમના શરીરને મન બન્નેને અજવાળવા છે. અને તંદુરસ્ત બનાવવાં છે. એની શહેનશાહતના દિલમાં એ એક મધુર સ્વપ્ન હતું.

# ૩—ઇથોપીયાનો ઇતિહાસ

હજારો વરસ જુનો ઇથોપીયાનો ઇતિહાસ ભૂતકાળના અંધકાળમાંથી સુધારાના સાદ બોલે છે કે

મહારાજા મેનેલીકે ઇથોપીયાની શહેનશાહત સ્થાપી.

યુરોપ માણસનું માંસ ખાઇ જાય તેવું જંગલી હતું ત્યારે મહમદના જન્મ વખતે અને ઇસુના જન્મ પછી પાંચસો ને સિતેર વરસ પર ઇથોપીયા પાસે રાતા સમુદ્રનાં પાણી પર વહાણો હંકારે એવી સેના હતી.

એ સેનાએ ઇસુ પછી પાંચસો સિત્તેર વરસે રાતા મહા-સાગરનાં પાણી ઓળંગી મક્કા પર ચઢાઇ કરી. પછી મહમદ જન્મ્યો. એણે ઇસ્લામ ધર્મ પુકાર્યો. ઇસ્લામીઓની કતલ ચાલી. મહમદ સંતાઇને એના ભક્તોના કાનમાં કહેતો હતો "નાસી છૂટો નહિ તો આ લોક આપણને કાપી નાંખશે જીવશું તો કોઇ દી કામ લાગશું" "પણ જવું ક્યાં?" સૌ સવાલ કરતું હતું કારણ કે આખું જગત જંગલી હતું. "એક છે" મહમદને યાદ આવ્યો "એક સુધરેલો દેશ છે, એ આપણી નવીનતાને સહન કરેશે, આપણને ઓટલો ને રોટલો બંને આપશે."

"એવો કોણ દેશ છે?" સૌ અજાયબીમાં જોઇ રહ્યું.

"ઇથોપીયા"

મહમદના અનુયાયીઓ ઇથોપીયા પહોંચ્યાને અભય પામ્યા.

પછી મહમદનું જોર વધ્યું મુસલમાનોએ ઇથોપીયા પર ચડાઈ કરી. રાતાં રમખાણ ખેલાયાં ઇથોપીયાનો એકેએક પથરો માણસના લોહીથી ખરડાયો.

ઇથોપીયાએ ઇસુનો સંદેશ સ્વીકાર્યો હતો. ખ્રિસ્તી ઇથોપીયા પર ઇસ્લામ લોખંડને લોહી રેલાવતું હતું.

એ લોહીની કથા બહુ લાંબી ચાલી ઇથોપીયાના નેગુસ શહેનશાહોએ હાર ખાધી ઇથોપીયાનાં નરનારીઓને ગુલામ બનાવી મહમદની વીજળીક સેના હજારોની — સંખ્યામાં ઉપાડી ગઇને હિંદના ગુજરાતના શ્રીમંતોને ઘેર વેચ્યાં.

ત્યાર પછી ઘણાં વરસ વીતી ગયાં અને ૧૮૬૫ ની સાલ આવી ત્યારે રાજા થીઓડોરની ઇથોપીયા પર આણ હતી. એને રાજાઓની ભાઈબંધી બાંધવાનો ઉમળકો આવ્યો એણે દરીયાની મોટી મગર જેવી અંગ્રેજી રાણીને એક મિત્રાચારી ભર્યો કાગળ લખ્યો એને શી ખબર કે મગરની મિત્રાચારી એકદી એનું કાળજું માંગશે! રાણીએ રાજકારણના પાસા હલાવ્યા એક વરસ સુધી એનો જવાબ આવ્યો નહિ. ૧૮૬૭ ની સાલ આવી. અંગ્રેજ બિલાડું ઘુરકી ઉઠયું "યુદ્ધ આપો." હિંદમાંના અંગ્રેજ સેનાપતિ નેપીયરને બાસઠ હજારની સેના સાથે ધકેલાયો. હિંદનાં કિસાનોને હથિયાર પકડાવી સાત રૂપીયાનો મહીનો બાંધી અંગ્રેજ સરદાર બોલ્યો "ચાલો તમારી રાણી માટે મરી પડો ને

ઇથોપીયાનાં નરનારીઓની કતલ ચલાવો ". અંગ્રેજ સેના મસાવા ઉતરી ત્યારે રાજા થીયોડોર માગડાલાના પત્થરના કિલ્લામાં ભરાયો હતો. મસાવા પર ચઢેલો પેલો અંગ્રેજ મહેમાન મસાવા ને માગડાલા વચ્ચેની ચારસો માઇલ પથરાયલી કરાડોવાળી પર્વતમાળા તરફ જઇ રહ્યો.

એણે સાહસિક કુચ શરૂ કરી. એ માગડાલા પહોંચ્યો. ઇથોપીયાના રાજાના પોતાના ઘર આગળ હલ્લો થયો. રાજા ઘર-પરથી અગાસી પરથી શાહી ઠાઠમાં ઉભો ઉભો જોતો હતો. એણે એની આખી સેનાને મરતી જોઇ એણે કેસરીયાં કર્યાં. એ રણમાં પડ્યો.

પડતાં પડતાં એની આંખ આગળ કાવતરાં દેખાયાં. ટાઇગર પ્રાંતનો કસાઈ નામનો સુબો ફુટ્યો હતો. એણે જ એ અંગ્રેજોને જીત અપાવી હતી. એણે એ લોકને ખોરાક આપ્યો હતો, રસ્તા દેખાડ્યા હતા, માણસો આપ્યાં હતાં વાહનો આપ્યાં હતાં

અંગ્રેજોએ બદલામાં એના કપાળમાં રાજતિલક કર્યું. એંક-સમના મંદિરમાં એક મોટો ઉત્સવ થયો. ધર્મગુરૂએ બહારનાં ખખડતાં હાડપિંજર તરફ આંખમીંચામણા કરી દેશદ્રોહી ઉપર પવિત્ર પાણી છાંટ્યું. કાવતરાંખોર કસાઇ જોહાનીસ નામધારી ઇથોપીયાનો શહેનશાહ બન્યો.

શહેનશાહને તાજ પર બેસાડી ગોરા સાહસિકોએ વિદાય માગી, એમની સુદાનની પચાઉગીરીનો જવાબ માગતો એક મેહદી જાગ્યો હતો. ગોરા સરદાર નેપીયરને ત્યાં પહોંચી જવાનો દરિયાની રાણીનો હુકમ નીકળ્યો હતો.

ગોરો ગયો ને બેવફા બનેલા કસાઇ પર થીઓડોરનો વારસદાર મેનેલીક ચઢી આવ્યો. મેનેલીકને એક બીજી ગોરીગુંડાશાહીની મદદ લેવી પડી હતી. ઇટાલીની મદદથી મેનેલીક જીત્યો જોહાનીશ મરાયો.

"રાતા સમુદ્ર પરનું તમારૂં આસબ બંદર આપો" ઈટાલીની વેપારી સરકાર બોલીને આસબમાંથી કિનારાપરનો આખો ઇરીટ્રીયા પ્રાંત ગટકાવી જવાનો અભિનય કરી રહી. ૧૮૭૦ માં ઇથોપીયા બીજા મગરની પકડમાં આવ્યું.

૧૮૮૨ ની સાલના છેલ્લા મહીનામાં રોમન સરકારનો એક કાસદ ઇથોપીયાને કિનારે ઉતર્યો.

"આવો આવો" મેનેલીકે આવકાર આપ્યોને પૂછ્યું "નામ શું?"

"એન્ટોનેલી"

"ખૂબ સરસ, કેમ આવવું થયું?" બીજો સવાલ આવ્યો.

"ભાઇબંધી તાજી કરવા" વેપારી સરકારનો કાસદ ગળામાંથી બોલ્યો ને દાઢમાંથી હસ્યો.

એણે બેઈલુલ બંદર પડાવી લીધું રાજા મેનેલીક ચમક્યો. એણે ભાઇબંધની જાળ જોઈ. એણે ઈટાલી સરકાર પર રોમમાં અરજ ગુજારી. એની અરજને પગ તળે કચડી નવું કાવતરૂં કરવા વેપારી સરકારના સાગરીતો બેઠા હતા. એક અંગ્રેજ હતો, બીજો ઈટાલીયન હતો.

"પણ જુવોને સુદાનપર અમે તરાપ મારી છે, અમારે એને સાચવી રાખવું જોઈએ" અંગ્રેજ બોલ્યો.

"અને જુવોને ઇથોપીયાનો રાતો સમુદ્ર અમે ઝડપવા માંડયો છે અમારે એને સંભાળી રાખવો જોઇએ."

"આપણે એક બીજાને મદદ કરીએ તો!" બંન્ને ધાડપાડુઓની આંખો નાચી રહી.

"અમે તમને ઇથોપીયાના માથા જેવું રાતા સમુદ્ર પરનું બંદર આપી દઇએ. એ ઇજીપ્તની હદમાં છે અને કોઈ દી તમારે......" અંગ્રેજી સરકારે ખભા ચઢાવ્યા.

ઇટાલીની વેપારી સરકાર આખી વાત સમજી ગઈ ને બૂમ પાડી ઉઠી "કબુલ કબુલ, અમે તમને સુદાનનાં વતનીઓનાં લોહી રેડવામાં મદદ કરશું."

મેનેલીકને સમાચાર પહોંચ્યા. એ હબકી ગયો. એની આંખમાં રોષ સળગ્યો. એણે ગોરા મહેમાનોને માથાથી પગ સુધી પીછાની લીધા. એણે ઇટાલી સામે સેના મોકલી.

ડોગાલી આગળ ધીંગાણું ખેલાયું મેનેલીકની સેનાએ ઇટાલીને હાર આપી પણ ૧૮૮૮ ની માઠી સાલ આવી. અંગ્રેજ સરકારે ઉભો કરેલો કાંટો ઉછળ્યો જોહાનીસના દીકરે હાસમેંગેસા એ બળવો જગાવ્યો.

પાછી મેનેલીકે ઇટાલીની મદદ માગી. ઇટાલીએ જીવતાં માણસ ચાવી જાય તેવું જડબું હલાવી કહ્યું "મસાવા અને આસપાસ વચ્ચેનો સાઠ માઇલનો મુલક લખી આપો."

મેનેલીકે લખી આપ્યું. ઇથોપીયાના કંઠ પર ઇટાલીએ પંજો ગોઠવી દીધો.

હમે અમને અડોવા નગર આપો અને આખો ટાઇગર પ્રાંત આપો ઇટાલીની વેપારી સરકાર જોરથી હસી ઉઠી.

"કેમ!" મેનેલીક આખો ચમકી ઉઠ્યો.

એમ "આપણી મીત્રાચારી વધી છે તેમ" વેપારી સરકાર ઇથોપીયાનું ગળું દબાવી બોલી. મેનેલીક જાણે આખો સળગી ઉઠયો અને મરણીયો થઈ બોલ્યો. આ આસમારથી આગળ એક તસુ જમીન પર જો પગ મુકયો છે તો" એ આખો ધ્રૂજી ઉઠ્યો.

૧૮૯૪ ની સાલમાં બંનેએ લશ્કર ખડકયાં ને યુદ્ધ મંડાયું ઇટાલીની સરકાર આગળ વધી છેક આડોવા સુધી આવી પહોંચી. આડોવામાં ભયંકર જંગ ખેલાયો. એને સલાહની આશા રહી નહીં. આડોવાની નજીક બન્ને સેનાઓ એક બીજાને દેખી શકે તેટલી પાસે આવી ગઈ.

૧૮૯૬ ની સાલના ફેબ્રુઆરીના એક સવારે આખું આડોવા ધણધણી ઉઠયું. સાંજ પડતાં ઇટાલીના પંદર હજાર માણસો રણમાં સુતાં. ઇટાલીની વેપારી સરકાર હારી હતી મેનેલીક જીત્યો હતો.

પણ યુરોપની વેપારી સરકારો સળવળી ઉઠી. સૌના મોંઢામાં લુંટના લપકારા આવ્યા. સૌ લુંટારૂઓએ એ પ્રજાને ગુલામ બનાવવાની નીતી સંભારી.

એકજ વરસમાં યુરોપના શાહીવાદોએ ભાઈબંધી બાંધવાના કાસદો મોકલ્યા, યુરોપના દેશમાંથી વેપારી લુંટને પવિત્ર પાણી છાંટવાવાળા ધરમનાં મિશન આવ્યાં. ધોળા ઝબલાવાળા ધોળી દાઢીવાળા બગલાં જેવા પાદરીઓ ઇસુની વાતો કહેવા ઇથો-પીયા પર ઉતરી પડ્યા.

"આપણે તો જુના ભાઇબંધો છે" અંગ્રેજ વેપારી સરકારે દાંત કચકચાવી જુની દોસ્તી સંભારી અને બગલમાં

સંતાડેલી છુરી બતાવી. સાન સરોવર, ભુરી નાઇલ અને સોબાટ નદી સુધી સુદાનની હદ બાંધી લીધી. યુથોપીયાથી યુગાન્ડા સુધી એક રેલ્વે બાંધવાની પરવાનગી લઈ લીધી. અને પુર્વ આફ્રીકાની મનમાની હદ બાંધી લીધી. એ બધું કરીને અંગ્રેજ વેપારી સરકારે લોહીનો ઘુંટડો ઉતારી સુધરેલી પ્રજાને શોભે એવો અભિનય કરી કહ્યું, "આપનો આભાર"

"અને હું?" ફ્રાન્સની વેપારી સરકારે વચમાં માથું ધર્યું અને ડોળા ધુરકાવી જીબુટીબંદરથી ઇથોપીયાના પાટનગર એડીસઅબાબા સુધી રેલ્વે નાખવાનો પરવાનો પડાવ્યો.

"અને અમે! અમારે કંઈ જોઈતું નથી, માત્ર અમારા વહાણ તમારે ત્યાં વેપાર કરવાં આવે" જર્મની અને અમેરિકાની વેપારી સરકારોએ ડાવકી ડોકે કહ્યું.

૧૯૦૬ ની સાલ આવી. ઘરડો મેનેલીક મરતો હતો. એના મરણ પછી ગાદી માટે ખેલાવાના ખુનખાર જંગો એની મીંચાતી આંખો સામે દેખાતા હતા. એને એક જ ચિંતા હતી. "અમે ભલે અંદર અંદર લડીએ પણ તમે...!"

"અમે!" એના દરિયાના કિનારા પર થાણું નાખેલી ત્રણે સરકારો ને પણ ચિંતા પેઠી "આખું ઇથોપીયા ત્રણમાંનો એક આરોગી જાય તો!"

ત્રણે વેપારી સરકારો કરાર કરવા બેઠી. એ કરારનું નામ એંગ્લો–ફ્રેંચ–ઇટાલીયન કરાર એવું પડયું.

એ કરાર બોલતા હતા. "આપણા ત્રણેના હિત ખાતર સલામતીઓ ખાતર, યુથોપીયાને હવેથી કોઈએ વધારે પડાવવું નહી. અને આપણાં હિતોને હાનિ ન થાય તેમ ઇથોપીયાનું

રાજ્ય ચાલે તેની કાળજી રાખવી" ત્રણે વેપારી સરકારોએ કાયદાને વ્યવસ્થાના નામમાં અને શાંતિના નામમાં સહીઓ કરી અને શપથ ખાધા.

મેનેલીક મરણ પામ્યો.

ગાદી માટે અંદર અંદર ધીંગાણા ખેલાયાં, લોહી રેડાયાં, હાડપિંજરો ખડકાયાં. પેલી ત્રણે ગુંડી સરકારો દૂર રહી દેખી રહી. છેવટે ૧૯૩૦ ની સાલમાં ઇથોપીયાની ગાદી પર એક શાણો શહેનશાહ આવ્યો. એનું નામ રાસ તફારી. એ પાટનગર એડીસઅબાબામાં ગાદીએ બેઠો, એણે પોતાનું નામ હેઇલ સેલાસી રાખ્યું.

## ૪—કિનારા પર બેઠેલાં બગલાં

"પણ અમે તો ધ્યાન ધરીએ છીએ" ઇથોપીયાને કિનારે બેઠેલાં બગલાં ગળું ધુરકાવીને બોલતાં હતા.

"શાનું?"

"શાનું!......શાનું!..." અંગ્રેજ બગલું ડચકાયું, ઉંચે પાણીમાં જોયું, ઇટાલીયને ફટ દઇને પાણીમાં ચાંચ ડબોળી. એક તરફડતા માછલાને બહાર કાઢયું.

"પણ તમારે ડરવાનું શું છે!" ત્રણે જણ સાથે બબડયાં.

"મારે ડરવાનું ન હોય! તમે ત્રણે તરકટી મારો આખો કિનોરો પચાવી પડયાં છો, એકે રાતો સમુદ્રને હિંદી મહાસાગર રોકયો છે, બીજું એડનના ઉપસાગરમાં બેઠું છે, ત્રીજાએ પણ ત્યાં જ પડાવ નાખ્યો છે, અને પાછાં તમે કહો છો કે મારે ડરવાનું શું છે! તમે ક્યારે......" ઇથોપીયા કરગરતું બોલતું હતું.

"અમે ક્યારેય કાંઈ નહિ કરીએ. અમારે માથે અમારી માતા રાષ્ટ્રસંઘ બેઠી છે, અમે સુધારાના સરદારો છીએ,

અને અમે..." અંગ્રેજ બગલો પાંખો ફફડાવી બોલી ઉઠયો, ફ્રેંચ બગલાએ ડોક ઉંચી કરી સાંભળ્યું. ઇટાલીયન બગલાએ બીજું માછલું ઝડપ્યું.

"મને માફ કરજો, તમારી માતા રાષ્ટ્રસંઘે તમને નથી જણ્યા, તમને એ સાંપડી છે. તમે સુધારાના સરદારો છો પણ તમારા સુધારાએ તમારાં હથિયાર સુધાર્યા છે, તમારા મેલ નથી ધોયા, હુંય તમારા સંઘનું સભ્ય છું પણ આપણો મેળ...!" યુથોપીયાએ આશંકા કરી.

"આપણો મેળ!" ઇટાલીને ઉમળકો આવ્યો. "આપણો મેળ ખાશે જ ખાશે, આપણો મેળ નહિ ખાય તો બીજા કોનો ખાવાનો છે! અમે તમારા દરિયાના દરવાજા પર બેઠા છીએ; એ દરિયાપારની દુનિયા તમને સતાવી ન જાય તેટલા માટે, અમે તમારે ત્યાં પાકો માલ પકવવાની ના પાડીએ છીએ. કારણ કે તે અમે તમને પુરો પાડશું, અમે તમારા લશ્કરને કેળવવાની આડે આવીએ છીએ કારણ કે અમે તમારા સાથમાં છીએ ત્યાં સુધી અમારાં લશ્કર તે તમારાં જ છે ને?"

"હા, અને અમે એબીસીનીયન કોરપોરેશન શું કામ ખોલી છે!" અંગ્રેજ બગલો આંખો નચવી રહ્યો.

"અને અમે અમારા ડોકટરોને ધર્મગુરૂઓ તમારે ત્યાં શું કામ મોકલીએ છીએ?" ફ્રેંચ બગલો નાચી ઉઠયો.

"અને અમે તમારે ત્યાં નિશાળો શું કામ ખોલીએ છીએ! તમારે ત્યાં નાની નાની સૈનિક છાવણીયો શું કામ ઉભી કરીએ છીએ!" ઈટાલીયન બગલો ઇથોપીયાના પગ પર તાકીને બોલ્યો.

"તું ?...તું ?...ઇથોપીયાનો દેહ ધ્રુજી ઉઠયો, હું તમને સૌને ઓળખું છું, મને તારીજ બીક છે, તારી ગુંડાગીરી...

ઇથોપીયાને શ્વાસ ચડી ગયો. એણે પાછું બોલવા માંડયું તમારી નિશાળોમાં અમારાં બાળકોને અમે લોક નાપાક છીએ જંગલી છીએ, અને તમે ઘણા ભલા છો એવા પાઠ શિખવાય છે અમારા આખા દેશ પર તારાં થાણા નખાયાં છે ને તેમાં અમારી એકે એક ખાનગી વાતો જાણવા જાસૂસી ચાલે છે અમારા સ્થળોના નકશા ઉતારાય છે. અમારા બળના માપ મપાય છે ઇથોપીયાની આંખો બીક ને રોષથી ચમકી ઉઠી.

"એતો...એતો..." ત્રણે બગલા પાંખો ફફડાવી રહ્યાં, ઇટાલી કારમું હસી પડયું એના હસવાથી જાણે આખા કિનારાનો કણેકણ ધ્રુજી ઉઠયો.

## ૫—એનું આખું નામ મુસોલીની

"એનું આખું નામ મુસોલીની. એનો બાપ લુહાર હતો. એ એના બાપની કોઢમાં ઉભો ઉભો લોઢાં ટીપતો. લોઢાં ટીપી ટીપીને એનું આખું જીવન લોઢા જેવું લોખંડી લોઢા જેવું કઠોર ને લોઢા જેવું જ કાળું બન્યું હતું.

"હરામખોર મુસા!" એનો બાપ એક દિવસ તેને ધમકાવતો બોલતો હતો. એનો ઉપાડેલો ઘણ અદ્ધર રહ્યો. એ તપેલા લોઢા જેવો લાલચોળ તપી ઉઠયો. એના બાપાનો બોલ એને ઘણની જેમ વાગ્યો. એના આખા અંગ પર તણખા ઉડયા. એણે ઘર છોડયું.

એ એના દેશ ઇટાલીમાં રખડવા લાગ્યો. એણે ઈટાલીનું ડહોળાતું રાજકારણ દેખ્યું. એણે મુડીવાદના શોષણમાં સપડાએલા લાખો કામદારોને કચડાતાં રીબાતાં, બેકાર બનીને ફરતાં, ને અપમાન પામીને મરતાં દેખ્યાં. પણ એને કંઈ લાગ્યું નહિ, એને હૃદય નહોતું.

"પણ સમાજવાદમાં ભળાય તો જ ફાવી જવાય ને સત્તા

હાથ કરાય" એને કપટી વિચાર આવ્યો એ સમાજવાદી બન્યો.

"અને જીવી કોણ શકે!" એક દી એ એની જાતને પુછતો હતો, ને પાછો જવાબ દેતો હતો.

"જોરદાર હોય તેજ" એણે એનો હાથ હવામાં જોરથી ઉંચક્યો.

"અને જોર કોનામાં હોય!" પાછો એને સવાલ ઉઠયો.

"જેના હાથમાં રૂપીયો તેનામાં" એને જવાબ જડયો. એના માથામાં આછી વિચાર સરણી દેખાઈ." શ્રીમંતો પાસ રૂપીયો છે. શ્રીમંતો બળવાન છે, બળવાનોએ નબળાનાં લોહી પર જીવવું જોઈએ, બળવાનોની નબળાંઓએ સેવા કરવી જોઇએ" એના માથામાં એક સાથે અનેક ધાતકી વિચારો તળે ઉપર થઈ રહ્યા. એણે આગળ ચલાવ્યું "અને બળવાન દેશોએ નબળા દેશોને ગુલામ બનાવવા જોઈએ." બળવાન દેશોએ નબળા દેશો પાસે કાચો માલ પડાવવો જોઈએ. ઈટાલી બળવાન છે. રોમ બળવાન છે. હું બળવાન છું" એની આંખો ફાટી ઉઠી "યુરોપ બળવાન છે, યુરોપ માટે એશીયાએ કાચો માલ પકાવવો જોઇએ એશીયાના એક-એક દેશ નફાનું બજાર બનવું જોઈએ. એને બધું સમજાતું હતું.

પણ પાછો એનો અવાજ લથડયો "આખી દુનીઆ અંગ્રેજોએ પડાવી લીધી છે હું લુંટમાં ભાગ માગીશ." એણે મુકી ઉગામી. એણે બીજા હાથે ભીંત પરનો નકશો ઉતારી લીધો એની કારમી નજર આફ્રીકાને દેખી રહી.

"એ અંધારો ખંડ!" એણે દાંત કચકચાવ્યા "આખો ઇથોપીયા હજુ બાકી છે. એને આખાને ગટ કરી જવાય તો!" જાણે એની આંખો ઇથોપીયાને ખાઈ રહી. પણ પછી વાત પહેલાં

સત્તા હાથ કરવાની. એના હોઠ બીડાઈ ગયા. આંખો તરવારની ધાર જેવી જોઈ રહી. એણે રાજકારણમાં જોરથી ઝંપલાવ્યું. એણે રોમની વ્યાસપીઠ પરથી બુમ પાડીને ભાષણ આપ્યું. "સમાજ-વાદ ખોટો છે મુડીવાદ ખોટો છે. ફાસીઝમ એજ એક સાચો વાદ છે, હું ફાસીસ્ટ છું."

"પણ ફાસીઝમ તે શું?" લોકો જોઈ રહ્યા.

"એટલું નથી જાણતા!" એણે આંખો ઝીણી કરી આગળ ચલાવ્યું. "ફાસીઝમ એટલે મુડીવાદી રાષ્ટ્રિય સરમુખત્યારી એમાં માલીક અને મજુરનાં બન્નેનાં હિત સચવાશે, એમાં જ વર્ગવિગ્રહ નાબુદ થશે, એમાં સાચો વર્ગ મેળ થશે અને એમાંથી રાષ્ટ્રનો સર્વોદય સાંપડશે."

"હેં!" શ્રીમંતોને, માલીકોને, જમીનદારોને એ ગમી ગયું. મુસોલીનીને મુડીવાદે સત્તા આપી. મુસોલીની ઈટાલીની મુડીવાદી સરકારનો સરમુખત્યાર બન્યો. મારકણા બનેલા મુડીવાદનો સરમુખત્યાર મુક્કી ખોલીને આખી દુનીયા તરફ આંખો તતડાવતો ઉભો. "મારે પહેલાં ઈટાલીમાં સામ્યવાદી-ઓની જડ ઉખેડી નાખવી પડશે." એણે કાયદો હાથમાં લેતાં કહ્યું.

બીજે દિવસે મજુર સંઘો ઘેરકાયદેસર થયાં, હડતાલ ઘેરકાયદેસર બની, સામ્યવાદી સંઘ ગેરકાયદેસર થયો, સમાનતાની વાતો ઘેરકાયદેસર બની.

બીજે જ દિવસે આખા ઇટાલીમાં લોકશાસનનો વિચાર ધરાવતા એકેએક પર ચાબુકો સમસમી ઉઠી, ફરતા માણસો અદ્ધર ઉપડયાં, સામ્યવાદીઓ ને મજુરોના એકેએક કાર્ય-કર્તાઓ પર કરવત મંડાયું, મુડીવાદી ગુંડાશાહીએ ખૂન, કતલ

અંગછેદ અને અનેક પ્રકારનાં પિડનોને કાયદેસર બનાવી છુટાં મુકી દીધાં. મુસોલીનીના ફાસીઝમે સ્વતંત્ર વિચારની, સમાનતાની લોકશાસનની, સંસ્કારીતાની વિકરાળ ઘોર ખોદી.

'એક જ વાત, એકજ નીતિ, એક જ આચાર ને એક જ વિચાર, એક જ કાયદો ને એક જ અવાજ મુસોલીનીએ ઇટાલી આખાના કાળજા પર કોતરી નાખ્યો, ઇટાલી આખાના માથા પર ઠોકી બેસાડયો.

"શ્રદ્ધાથી માનવું, માનીને તાબે થવું, તાબે થઇને યુદ્ધ કરવું."

"શું માનવું, એમ પૂછો છો ?"

મુડીવાદી ગુંડી સરકાર જવાબ દેતી હતી.

"ફાસીઝમને માનવું અને ફાસીઝમનો પિતા મુસોલીની હોવાથી મુસોલીની જે કહે તે માનવું. માનવું જ માનવું કારણ કે એ બધા હુકમો એની પાસેથી આવે છે."

"આપણે યુથોપીયાને આખાને ખાલસા કરવું પડશે". એક દીવસે મુસાએ હુંકાર કર્યો ને બે પગ પહોળા કરી, નફટાઇની અદબ વાળી, આખી કચડાતી માનવજાતનું અપમાન કરતો હોય તેમ ઉભો. એના માથા પરની ટોપી પર ચિતરાયલું ગીધ જાણે ઉડુ ઉડુ કરી રહ્યું એ નફટાઇથી બબડતો. "હું નીરોમાં માનું છું ઘણા વરસો પહેલાં એમ રોમની હાક દુનીઆમાં જેવી હતો તેવી જ મારે વગાડવી છે અને મારી પાસે શું સાધનો નથી ? આટલા બધા ભુખે મરતા કામદારોને કિસાનો છે બેકારોનાં જુથનાં જુથ છે. ભચડી ખાવ એવા મારાં કેદખાના ને ખૂની કેદીઓ છે. ફાસીસ્ટ બનેલાં મધ્યમ વર્ગના

વિદ્યાર્થીઓનાં ટોળાં છે અને પોપના આશીર્વાદ છે. બોંબ ને બંદુકો છે. તોપો ને તમંચા છે ટેંકો ને વિમાનો છોં મનવારો ને વહાણો છે." એનો હુંકાર લંબાયો "એક બે લાખને કાપી નાંખવાં તો રમત વાત છે રમત." એ મક્કમતાથી બોલ્યો.

"પણ સંધિઓ! રાષ્ટ્રસંઘ!" એ પળ વાર અટકયો. "સંધિઓ! મુડીવાદી સરમુખત્યારીને એકે સંધિ પવિત્ર નથી, અને રાષ્ટ્રસંઘ ધાડપાડુઓનો છે. અને ફ્રાન્સનું તો વચન છે કે..." એ ખુશ થઈ રહ્યો.

બીજે જ દિવસે મુસાનો એ હુંકાર ઇટાલીની મુડીવાદી સરમુખત્યાર ( Fascist ) સરકારે બોલવા માંડયો.

"શાહીવાદ એ જીવનનો અનીવાર્ય નિયમ છે."

"ઇટાલીએ વિસ્તાર પામવા ફાટી નીકળવું જોઈએ."

થોડા જ દિવસમાં આખી દુનિયાને સંભળાય તેવા શબ્દોમાં ઈટાલીમાંથી એ હુંકાર ફેલાવા માંડયો.

"અમારે યુરોપીયા પર ચઢવું પડશે જ કારણ કે જીવન એક કલહ છે, કારણુ કે અમે છેવટનો નિકાલ કરવાનો નિશ્ચય કર્યો છે, કારણુ કે, ઈટાલીયનો હંમેશાં કાળાં લશ્કરને હરાવી શકે તેમ છે, કારણુ કે, અમારા સાથમાં એકે એક ઇટાલીઅન નર ને નારી છે, કારણુ કે અમને રોમનોને યુદ્ધ ખેલવાની ટેવ છે અને વીરતા બતાવી વિજય મેળવવાનું મન છે."

આખી દુનિઆ ઘેરાતાં યુદ્ધનાં વાદળને ચમકીને જોઈ રહી.

# ૯—વકર્યો

એણે જોયું ને એ વકર્યો.

એની આંખ આગળ ઇથોપીયા દેખાયું ને એને ધાડ પાડવાનો ઉમળકો આવ્યો. એની આંખો મોટી થઇ. એ જોઇ રહ્યો. એને ઇથોપીયા દેખાયો. એને સોના ચાંદીની ખાણો ચમકતી લાગી, એને તેલના કુવા દેખાયા, એને રબ્બરના રસ ઝરતા જણાયા, એને કાચા માલના ઢગલા ઉભરાતા લાગ્યા. એ લલચાયો.

એનાં ગલેફામાં એની આંખમાં નાગી તરવારો નાચી રહી એના માથામાં ગેંડા બરાડયા એના હોઠ લોંકડી ને રીંછની રીતે ફફડી ઉઠયા વકરેલા સાંઢની જેમ એણે મણનું માથું હલાવ્યું ઇથોપીયાને નજરમાં રાખી હડકાયા દીપડાની જેમ એના ડોળા ઘૂરકી ઉઠયા. "બસ આજ સમય છે." એણે નિશ્ચય કર્યો. "કારણ કોઇ પણ કારણ" એ હોઠ દાબીને દાંત કચકચાવીને બોલ્યો.

એની અંદરની આંખો આગળ રણરંગ ખેલાતો દેખાયો. એ મનમાં ને મનમાં હબસી પ્રજાનાં ઉકળતાં લોહીમાં નાહી રહ્યો, હબસી નર નારીઓ અને બાળક બાળકીઓની કતલ કરી રહ્યો, હબસી હાડપિંજરોના ઢગલા પર તાંડવ ખેલી રહ્યો, એને ઉમળકો આવ્યો, જાણે એ દોડયો. એ બાથ ભીડીને ભેટયો. એની બાથમાં ઝેરી ગેસથી ભરેલી માથા વિનાની મોતના ડાઘુ જેવી ટેંકો હતી.

એણે એના વતનને આંગણે હાકલ કરી. મુરખ બનેલાં કામદારોને કિસાનોને શ્રીમંતોના નફા માટે નિર્દોષ હબસીઓને કાપી નાખતાં કપાઇ જવાની હાકલ કરી. એ ઇટાલીને આંગણે બાબરાભુત જેવો ઘુમી રહ્યો. એના જીભના ટેરવે ખૂનામરકીની સરસ્વતી વસી, એ સૂત્રો બોલી રહ્યો.

" જેવી સ્ત્રીને સુવાવડ તેવું મરદને યુદ્ધ."

" પુરૂષનો એક માત્ર સદ્‌ગુણ શાંતિનો વિરોધ છે, એનો એ સદ્‌ગુણ લોહીથી તરબોળ એવી રણભૂમી પર સુરજ પ્રકાશે છે ત્યારે ચળકી ઉઠે છે."

" આપણી પાસે એક કરોડની સેનાને પૂરો પડે એટલો શસ્ત્ર-સરંજામ છે, સુરજને ઢાંકી દે તેટલાં વિમાનો છે. આખા યુરોપને સુવાડી દે એટલી ઝેરી ગેસની કોઠીઓ છે."

એ ઝંઝાવાતની જેમ ઘુમી વળ્યો. એ ટ્રીપોલી પહોંચ્યો ને ધુરકી રહ્યો.

" હું તમને સમજાવવા માગું છું કે જ્યારે આપણી તોપો ગરજી ઉઠશે ત્યારે તેમાં આપણા વતનનો સાદ સંભળાશે,

આપણને કાચો માલ પકવે એવો મુલક જોઇએ છે. એવો મુલક આપણે આફ્રીકાના પૂર્વ કિનારા પર મેળવીશું, આપણા દેશની પ્રાચીન જાહોજલાલી આપણને ત્યાં ખેંચી રહી છે, એમાં **ભગવાનનો** હાથ છે અને આપણી ઇચ્છા શક્તી છે, આપણી ઇચ્છાને વિધીના લેખની સામે કોઇ થઇ શકશે નહીં."

"અને સાંભળો," એનો અવાજ એની ખોપરીને ખખડાવી રહ્યો. "એમાંથી પ્રાચીન રોમન સામ્રાજ્ય ફરી સાંપડશે, જીબ્રાલ્ટર, માલ્ટા, અને ઉત્તર આફ્રીકાનાં બધાં રાજ્ય આપણાં થશે, ભુમધ્યનો એકે એક ટાપુ આપણી હકુમત નીચે આવશે અને ભુમધ્યનાં પાણી પર સાથીઆ ચીતરાશે. આપણું આર્યોનું સ્વામીત્વ સ્વીકારાશે."

"આપણો ઇતિહાસ સંભારો, ઇસુ પહેલાંની ત્રીજી સદીમાં આપણે ભૂમધ્યના સ્વામી હતા, આપણા શહેનશાહ સ્કીપીઓએ આફ્રિકાને જીતી આફ્રિકેનસનું બિરૂદ ધારણ કર્યું હતું. આપણા વેપારીઓએ એ કાળા હબ્સી ગુલામોને લાખોની સંખ્યામાં વેચ્યા હતા."

"આજે આપણે ગુલામી નાબુદ કરી છે." એ ઈટાલીના મુડીવાદને સંબોધતો હતો. "આજે આપણે વર્ગ વિગ્રહને નાબુદ કરવા મજૂર સંસ્થાઓને નાબુદ કરી છે. હડતાલોને ગેરકાયદેસર બનાવી છે, આજે આપણે કોઈને ગુલામ નથી બનાવવું, આજે આપણે ઇથીઓપીયાની જાતમહેનત આપણે માટે કાચો માલ તૈયાર કરે એટલું જ ઇચ્છીએ છીએ, આપણી ઈચ્છાની સામે થાય તેનો નાશ નિર્માઈ ચૂક્યો છે. એવી આપણી પ્રમાણિક ઈચ્છા સામે ઇથીઓપીયાના વતનીઓ થશે તો ઇથીઓપીયાના હબ્સીઓમાંથી અર્ધો-અર્ધને કાપી નાખતાં

આપણને વાર નહિ લાગે." એણે સાફ સાફ જણાવી દીધું. યુરોપનો મુડીવાદ ચમકી ઉઠયો. દુનિયાભરની વેપારી સરકારોને દહેશત લાગી. યુથોપીયાનાં વતનીઓ પોતાના કોઈ પણ ગુના વિના માથા પર ખુનામરકીનાં ઘેરાતાં વાદળ દેખી રહ્યાં. યુથોપીયાના શહેનશાહે દુનિયાને જણાવી દીધું. "અમે ઈટાલીયન મુડીવાદના આક્રમણ સામે લોહીના છેલ્લા ટીપા સુધી લડીશું."

## ૭—ઉલવાલ

"ઉલવાલ" એણે આંખો ફાડી, નાક ફુલાવ્યાં. જાણે એનું આખું મોઢું એ એક જ નામથી ભરાઈ ગયું. એ જોઈ રહ્યો. એની આંખમાં એના પૂર્વજ ખૂની નીરોનું ખુન્નસ ઉછળ્યું.

"ઉલવાલ" મુડીવાદના સરમુખત્યાર મુસોલીનીની આંખમાં રમતાં સાપોલીયાં ચક્કર ગોળ ફરતાં હતાં.

"પણ સીમારૂટા !" મુસોલીનીએ સામે ઉભેલા તરફ જોયું. "ગ્રેઝીઆની નહિ, તમે જ ત્યાં પહોંચી જાવ, ઉલવાલ."

"જી, હું જાઉં......" સીમારૂટા અક્કડ થઈ બોલ્યો.

"પણ સમાલજો." પાછું પેલાને યાદ આવ્યું. "રાષ્ટ્ર-સંઘની સોનેરી ટોળી ન્યાયનાં બધાં નાટક કરશે, તેથી આપણે ડરવાનું નથી એ બધાં જુના શાહીવાદીઓનાં ગલોફાં પણ એ જ શીકારથી ભરેલાં છે, એટલે એમાંનું એકે જડબું ફાડીને બૂમ પાડવાનું નથી. એમના ફફડતા હોઠને ઈસારાથી સીવી લેવાશે

ને બીજી બાજુ આપણે ઇથોપીયા આખાને ગટકાવવા ઉલવાલથી શરુ કરીએ."

"હાજી હાજી હુકમની વાર" સીમારૂટાના હાથ સળવળ્યા.

"આજ સુધી એ ઓગાડાન ઇલાકાના ઉલવાલના કુવાઓએ ગોરાં ને કાળાં બંનેની તરસ છીપાવી છે, આપણે એ કુવાઓની સરહદને જ બંનેનાં લોહીથી રંગીએ અને ઉલવાલના કુવામાં લોહી ભરી દઇએ." મુસોલીની વાતો કરી રહ્યો.

"જી, અને બીજી બાજુ આપણાં જહાજ મસાવા પહોંચવા રાતા મહાસાગર પર કુચ કરી જાય."

"એ બધી તૈયારી થઇ ગઇ છે. એક તરફ ઉલવાલના કુવામાં લોહી ઉકળે, બીજી બાજુ એબિસીનીયા અને આપણી રાષ્ટ્રસંઘની ગોરી જમાત સાથે ન્યાયનાં નાટકની મસલત ચાલે અને ત્રીજી તરફ આપણો વિજયી ગીધનો વાવટો રાતા સમુદ્ર પર અને આકાશ પર કુચ કરે." મુસોલીનીએ આખી વાત કહી દીધી.

ઇટાલીના સોમાલી પ્રદેશની પાડોશમાં ઓગાડાન ઇલાકામાં ઉલવાલના કુવાઓની આસપાસ ઇટાલીનાં લશ્કર ફરતાં થઇ ગયાં, અને કુવાઓનાં પાણી પીતાં પીતાં બોલ્યાં. "એ અમારા છે, અહીં અમે એક કીલ્લો બાંધશું."

"શી વાત્!" ઓગાડાન ઇલાકાનો યુથોપીયન અધિકારી ચમકી ઉઠયો. "તમારી હદ તો દરિયા કિનારાથી સો માઇલ જેટલી જ છે."

"પણ એ તો વધેને!" ઇટાલીનો નાયક હસ્યો ને બોલ્યો. "વરસોથી ઓગાડાનનાં બીડોમાં અમારાં ઢોર ચરે

છે, વરસોથી ઉલવાલનાં કુવામાંથી અમારા માણુસો પાણી પીએ છે, ઉલવાલના કુવા અમારા છે અમે ત્યાં અમારો કિલ્લો બાંધશું." બાંધ કામ શરૂ થયું.

યુથોપીયાનો શહેનશાહ સળગી ઉઠ્યો. "આ શી ગુંડાગીરી! આપણી પવિત્ર સંધિઓ તો જુવો."

ઓગણીસો ચોત્રીસના ઓગષ્ટ મહિનાથી ઇથોપીયાના શાહ સેલાસીએ વાટાઘાટો વિનંતિઓ, અરજીઓને ચળવળો શરૂ કરી. યુથોપીયાને માથે ઇરીટ્રીયામાં અને પગ આગળ ઓગાડાનમાં ઇટાલીના મુડીવાદે ધાડ શરૂ કરી દીધી હતી, ઇથોપીયાના શાહપર રાષ્ટ્રસંઘનો જવાબ આવ્યો. "તમે ગભરાશો નહિ, અમે તપાસપંચ નિમીએ છીએ."

તપાસપંચ નીમાયું.

તપાસ પંચની આંખો સામે યુથોપીયાના ઓગાડાન ઇલાકામાં પૂર્વથી પશ્ચિમ વારડા પરથી બાબવાલી સુધી ઇટાલીની ટુકડીઓ ફરતી થઈ ગઈ અને ઉપર ઇરીટ્રીયામાં પણ મુસાનાં જહાજ લશ્કર ને દારૂગોળો ઠાલવવા લાગ્યાં. ઇટાલીએ અંગ્રેજ સરકારના કાનમાં કહ્યું.

"મુસોલીનીને આપની શ્રીમંત સરકાર સામે ઇરીટ્રીયામાં કશો સ્વાર્થ નથી યુથોપીયામાં ભુરીનાઇલ નદીના મૂળ સરોવર ટાના સુધીનાં આપનાં બધાં વેપારી હિતોની સલામતીની અમે આપને ખાત્રી આપીએ છીએ."

"અમારે એટલું જ જોઇએ છે." બ્રિટનની વેપારી સરકારે બગલમાં બિલાડું સંતાડ્યું ને તપાસ પંચમાં 'હું બી ડીચ' કરતી પાઘડી મૂકીને આવી.

# ૮—ઉલવાલ લોહી ઉબકે છે

"જાવ, એ પચાઉગીર ટુકડીઓને આગળ આવતી રોકો, મને બધું સમજાઈ ગયું છે. સમીતીઓ ને પેટા સમીતીઓ નીમી રાષ્ટ્રસંઘ વખત કાઢે છે અને એ વખતમાં ઈટાલી એબિસીનીયા પર ફોજ ઉતારવા રસ્તા બાંધે છે." ઇથોપીયાનો હેલ સેલાસી બોલ્યો. એની આંખ આગળ ઇથોપીયા પર ઉતરતાં યુદ્ધનાં વાદળ દોડતાં દેખાયાં.

"કોણ જાય?" નસીબુ ગોહણભર થયો.

"મેરીયમ તું જા. હરારના પર્વતોમાં થઈને પૂર્વ તરફ અને શેફારા ડાધાબુર પહોંચે." શાહે ફરમાન આપ્યું તૈયારીઓ થઈ ગઈ.

હરારમાં નોબત વાગી મેરીયમ ને શેફારા બન્નેની સેનાઓ જુદા જુદા માર્ગે ડાગાબુર પર ઉતરી પડી. પંદર હજારની ફોજને ભાળી ઈટાલીની સોમાલી ટુકડીઓ કુવા છોડી નાઠી.

મેરીયમ એક કુવાથી બીજા પર ચોકીઓ બેસાડતો મુસ્તકહીલ પહોંચ્યો.

મુસ્તાકહીલ પર ઈટાલીયન ટુકડીઓનો પડાવ હતો. એકે ટુકડી ચસી નહિ.

એક બીજા તરફ ઘુરકતાં બંનેનાં લશ્કરોએ પડાવ નાખ્યા. એક બીજાની આંખો લડી રહી, એકબીજાના અવાજ ઘૂરકયા, એકબીજાના વાવટા દાવ માગી રહ્યા.

એમ એક અઠવાડીયું વહી ગયું.

મુસ્તાકહીલથી થોડા માઈલ પર કાટામા ગામ પાસે ચોકી બેસાડી મેરીયમ પાછો ગયો.

ઇથોપીયા પર રાષ્ટ્રસંઘનું તપાસ પંચ ઉતર્યું.

કુવાની બીજી બાજુ બેઠેલી ઈટાલીની ટુકડીઓએ સંગીન ધરી પંચને રોકયું. " આગળ વધો તો તમારા જોખમે. "

બીજી બાજુથી ઈથોપીયાની એક હજારની ફોજ આગળ વધી. ઈટાલીની ટુકડીઓ બોલ્યા વિના પાછળ હઠી અને તપાસપંચને રોકવા માટે ઇથોપીયા અને અંગ્રેજ સરકારે ઇટાલીને આંગણે ફરિયાદ નોંધાવી.

નવેમ્બરના ૨૪ મા દિવસે ઇટાલીની સરકારનો કેપ્ટન સીમેરૂટા આવ્યો ને બોલ્યો. " મેં અમારી સરકારને કહાવ્યું છે રોકાઇ જાય. "

નવેંબરની પાંચમીએ ઇથોપીયન છાવણી પર ઓચિંતાં ઈટાલીનાં વિમાનોં ઉડયાં ને બંદુકો છુટી. ધીટોરારી વિંધાઇને

પડ્યો. શેફારા એના નરમ ને શાંત સ્વભાવ પ્રમાણે વિચારમાં પડ્યો ને વિંધાઈ ગયેલા સૈનિકોને દફનાવવાનો હુકમ આપતો બેઠો.

“હું એફેબર્ક પાસેથી આવ્યો છું, હું જાઉં છું.” અલીનુરથી રહેવાયું નહિ.

“ક્યાં ?”

“ઇટાલીને જવાબ આપવા” એ સળગી રહ્યો.

“જરા શાંતિથી......” શેફારા વિચારતો હતો.

“ના, શાંત નહિં, પહેલો જવાબ.” અલીનુરે એની લશ્કરી મોટરો દુશ્મનોની હારોમાં વંટોળાની જેમ ઘૂમાવી, એકસો ઇટાલીયનોનાં લોહી રેડાયાં.

પાછાં ઇટાલીયન વિમાનો ફરફડ્યાં. એડો પર બોંબ પડ્યા જરલોગુબી પર પણ એ જ વિમાનો ઉતરી પડ્યાં. થોડાંક ઘર ખંડેર બન્યાં, યુથોપીયાનાં વતનીઓનાં લોહી રેડાયાં. ઉલવાલના કુવાઓ લોહીથી ઉભરાયા. યુથોપીયાને આંગણે મંડાવાનો રણ રંગ ઉલવાલને આંગણે છંટાયો.

“શાબાશ છે” એફેવર્કે એના સાથીદાર અલીનુરને નવાજ્યો “આજથી તું આપણા કિલ્લાનો કેપ્ટન છે.”

સીમેરૂટાનો તપાસપંચપર તાર આવ્યો.

“અમે તપાસ પંચને આગળ વધવા નહિં દઈએ, અંગ્રેજ અમલદારો એકલા આવવું હોય તો આવે.”

“તમારી અંદર આંતર રાષ્ટ્રીય વિનય નથી, તમારે એનો જવાબ દેવો પડશે” કહી તપાસ પંચે સોડ તાણી.

"અને તમે અમારા શાંત લશ્કર પર હલ્લો કર્યો છે માટે સવા બે લાખ રૂપીયા નુકશાનીના આપો. અમારા ફાસીસ્ટ વાવટાને જાહેર રીતે સલામી ભરો" ઈટાલીની સરકારે ઇથોપીયાના શાહનો જવાબ માગ્યો.

"એ મારાથી નહિ બને, આક્રમણ તમારૂં હતું અમારૂં નહિં, હું તમારી સરકારને આપણી વચમાં થએલી ૧૯૨૮ ની સંધીની યાદ આપું છું."

"હું સંસ્કૃતીનો સંદેશ મારા ફાસીસ્ટ બોંબની અંદર અને ઝેરી ગેસની અંદર ગોઠવીને જંગલી ઇથોપીયાના અંધાર પ્રદેશ પર ઉતારવા માગું છું. મારું એ અત્યંત પવિત્ર ધર્મકાર્ય છે." ઈટાલીની મુડીવાદી સરકારનો સરમુખત્યાર દાંત કકડાવી રહ્યો. એને એની જાત ઘણી વિશાળ લાગી. એણે મુડીવાદના નફા અમર રાખવા આખી દુનાઆના નકશાને જરા પણ શરમ વીના લોહીના રંગે રંગવા માંડ્યો. એણે રાષ્ટ્રસંઘની ચંડાળ ચોકડીને એનું સાચું પોત પ્રકાશવાની ફરજ પાડી.

## ૯–રાતા સાગર પર ઓથાર ઉતરી

રાતા સાગર પર ઓથાર ઉતરતી હતી. રાતા સાગરની છાતી પર એ ઓથાર જેવા ઈટાલીયન જહાજનો કાળો દેહ આક્રમણ કરવા તૈયાર ઉભો હતો. એનું કાળું નામ સાટુરીના હતું. એ રાતા સાગર પર ઉતરી પડવા તૈયાર ઉભું હતું.

દીવસ ભીનો હતો વરસાદ ઝરમર ઝરમર વરસતો હતો. સાટુરીના પર ચઢવા મુસોલીનીના સેના કીનારા પર ગોઠવાતી હતી. એકે એક સૈનીકના બકતરીયા પોશાક હતા. ચળકતાં હથીયાર હતાં. નવા નવા બુટ હતા. અને તોપણ પૂર્વ આફ્રીકામાં સાહસ ખેડવા જતા એ સૈનીકોના ઘણાખરા ચહેરા પરથી આનંદની ખુશબો ઉડી ગઈ હતી.

સાટુરીના સરતું કીનારાની પાસે ને પાસે આવતું હતું. ઈટાલીયન ખારવા લોક જહાજની કીનારા પરની સીડીઓ ગોઠવવા તૈયાર ઉભા હતા. સાટોરીના અડોઅડ આવી ઉભું.

મોટાં મોટાં ગીધ જેવાં ક્રેન્સ લટકયાં સાટુરીનાની કરાડોમાં

સામાન ખડકાયા. વિમાનો ઉંચકાયા ને જહાજ પર ગોઠવાયાં, મોટી મોટી તોપો તો ક્યારનીય ગોઠવાઇને મોં ફાડી ઉભી હતી. એક પછી એક ટુકડી ચઢતી હતી. જહાજના તુતક પર કાળા મંકોડાની હાર ચાલતી હોય તેમ ટુકડીઓ ચાલવા લાગી ને કઠેડાને અઢેલીને, દોરડાંએ ટીંગાઇને કિનારા પર જોવા લાગી. જાણે બધી રાઈફલો ને સંગીનોને ભૂલાવી, બધાં બકતરો ને ભેદી એ સૌ સૈનિકોની એક લાગણી લોકોનાં ટોળામાં દુર દુર ઉભેલાં મિત્રોને, સાથીદારોને બાળકોને, મમતાથી દેખી રહી.

એક બાજુ લશ્કરી પડઘમ જોરથી વાગતી હતી બીજી તરફ એ પડઘમના પડઘાને આવરી દે એવા પડછંદ અવાજથી સૈનીકોના જુથ ફાસીસ્ટ યુદ્ધગીતો ગાતાં હતાં. એ ગીતો અને યુદ્ધના પડઘમના અવાજનો એકેએક સાદ જાણે કિનારા પર આંખો નીચોવતાં ઉભેલાં ઇટાલીયન નરનારીઓ અને બાળકોના માથામાં ઘણની જેમ ઘા કરતો હતો.

પણ એમાંના ઘણા ખરા તો મુડીવાદનાં ફાસીસ્ટ ગીતોથી ઉશ્કેરાઈ નીશાળ છોડીને નાસી આવેલા છોકરાઓ હતા. એ છોકરાઓનાં ઘેર રહેલાં ભાઇબંધો કીનારા પરથી તુતક પર નારંગી ને મોસંબી નાખતાં હતાં, કિનારા પર ઉભેલી છોકરીઓ પોતાના દોસ્તદારોને ફુલોની કલગીઓ ધરી ધરીને સુંઘતી હતી.

એવા છોકરાઓનાં માબાપો પણ આવ્યાં હતા. યુદ્ધના શબ્દથી ગાંડા બનેલા દિકરાઓને દેખી ઉદાસ જોતાં ઉભાં હતાં, એમની આંખનાં આંસુ ગેરકાયદેસર હતાં, કારણ કે મુસોલીનીની મુડીવાદી સરકારે યુદ્ધમાં જવાની સંમતિની લાયકાતની ઉંમર ઘણી નીચે ઉતારી દીધી હતી.

"મૃત્યુ જત્થા,......મરણ પરવણી" એક નવી જ જાતનું સંગીત સંભળાયું, અને નવી જ જાતના પગ ખખડ્યા, એક નવી જ ઢબનાં માનવી કીનારા તરફ આવતાં દેખાયા "સળગતી ખોપરી......" સૌ સંકોચાયાં. બાળકો બીકથી લપાયાં.

એ એક વખતના આજન્મ કેદીયો હતા. ઇથોપીયાની તોપો સામે મરણની પરવા કર્યા વિના દોડી જવાની, અને ઇથોપીયાના જીવનને જીવનની લાગણી વિના કતલ કરી નાખવાની ઘોર શરતે આ સૌને છોડવામાં આવ્યા હતા. એ પણ સાઠુરીના પર સફર કરવાના હતા.

એ ટુકડીઓ લગોલગ આવી. એ મૃત્યુના જત્થાઓના કાળા પોશાક હતા, ટોપી પર ગીધનું ચિત્ર હતું, જમણા હાથ પર સાથીયો શોભતો હતો. એમની છાતી પર માણસના માથાની ખોપરીનું અઘોર નિશાન લટકતું હતું. એમના હાથમાં મોટા મોટા છરા હતા, એમના ખભા પર લોખંડી ટુંકી બંદુક લટકતી હતી.

મુડીવાદી નફાખોરીમાં પિડાતા એ લોકોએ કેટલાંએ ખૂન કર્યાં હતાં, મુડીવાદી સરકારે એ ખુનીઓને મરણ સુધીની કેદ આપી હતી. કેદનાં આકરાં દમનમાં એ લોકોમાંથી બધી માણસાઈ મરી ગઈ હતી. એમની આંખોમાં જીવનનો એક જ સાદ વિફરેલો બોલતો હતો, "ખુન!"

મુસોલીનીએ ઇથોપીયાના પુરૂષોને કાપી નાખવા. ઇથોપીયાની નારીનાં અંગ ચુંથવા, ઇથોપીયાનાં બાળકોને વધેરી નાખવા એ સૌને છોડ્યા હતા. મરણ સાથે મસ્તી કરવા છુટા મુક્યા હતા અને એ સૌને મુડીવાદી ગુંડાગીરી ને શોભે એવું "મૃત્યુના જત્થા" એવું બિરુદ આપ્યું હતું.

સાટુરીના પર મૃત્યુના જથ્થાઓ ચઢવા માંડ્યા. આખું જહાજ મહાસાગરનાં પાણી પર કોઈ ભયંકર ઓથાર જેવું ડોલતું ઉભું.

પાછી પડઘમ વાગી. પછી સલામી થઈ. બે સરદારો આવ્યા. એક મુસોલીનીનો દીકરો હતો બીજો જમાઈ હતો.

ઇથોપીયાની ધરતી પર પણ ઇથોપીયાના નરનારીઓને દીકરાઓ હતા, જમાઈ હતા. મૂડીવાદી રચનાની નફાની લૂટને ખાતર ઇટાલીના દીકરાઓને જમાઈઓ ઇથોપીયાને રંજાડવા જતા હતા. ખુન એ મુડીવાદની પ્રથા હતી: શોષણ મુડીવાદનો નિયમ હતો અને તેથી જ મુડીવાદના સરમુખત્યારે યુદ્ધને પોતાનું પવિત્ર કાર્ય માન્યું હતું, હજારો મણનું લંગર ખેંચાયું ખોખરા સાદે સાટુરીનાએ ચીસ પાડી શ્વાસ ખેંચ્યો.

કિનારા પરની માતાઓ ને પિતાઓના પ્રાણ ખેંચાયા. બાળકોને બાપાઓની આંખો ખેંચાઈ. એક નિશ્વાસ કિનારા પર પથરાયો.

જાણે કોઈ મુડીવાદી રાક્ષસ માબાપોનાં બાળકોને, યુવતીઓના સાથીદારોને, ખેંચી જતો હતો. "અટકી જાવ." શ્રીમંતોના નફા માટે ઇથોપીયનોની કતલ ન ચલાવો, મુડીવાદ બરબાદ હો! એક મોટી કીકીયારી, એક મોટી ચીસ, એક મોટી ગુમરાણ થઈ. સાટુરીનાનું લંગર અટકીને ઉભું, એના કઠોડાપરથી ડોકો સાગરપરથી લટકીને જોઈ રહી.

કિનારાપરના ટોળાની પાછળથી કામદાર સ્ત્રીપુરૂષોનું એક મોટું સરઘસ રાતા વાવટા ફરકાવતું દોડતું હતું.

એશું ! ક્યાંથી આવ્યું !" સરકારી પોલીસો હેબતાઇ ગયા.

"આટ આટલાં ખૂન પછી, આટ આટલા કારાગારો પછી અને રીબી રીબીને કચડી નાખ્યા પછી પણ આકાશમાંથી વરસતી હોય તેવી આ સામ્યવાદીઓની રાતી કીડીઓની હાર એકદમ ફાટી નીકળે છે !"

પોલીસ અમલદાર ડઘાઇને એક પળવાર ઉભો.

"અમારે લડાઇ નથી જોઇતી ઇટાલીનું લશ્કર ઇટાલીના કામદાર કીસાનોનું છે, ઇથોપીયાનાં કામદારોને કીસાનો સામે અમારે નથી લડવું." બોલતાં પાટીયાં આગળ દોડતાં હતાં.

બંદુકો ફુટી ને છાતીઓ તુટી ગઈ. કુંદા ઉછળ્યા ને ખોપરીઓ ફાટી ગઇ. પાંચસો સ્ત્રીઓ ને અનેક પુરૂષો ગીરફતાર થયાં.

પાછી સાફ સુફી થઈ, પાછી ભયંકર શાંતી આવી.

પાછી પડઘમ વાગી. પાછાં ફાસીજમનાં ગીત સાટુરીના પરથી સંભળાયાં. પાછું અધર લટકતું સાટુરીનાનું લંગર ઉચકાયું પાછાં એનાં એંજીનના સંચા ખખડી ઉઠયા.

સાટુરીનાના વાવટા ફરકયા, કીનારા પર ઉભેલાં ફાસીસ્ટ ટોળાંએ અને મુડીવાદી જમાતે ફાસીસ્ટ વાવટા ફરકાવ્યા, બંને બાજુથી અવાજ અફળાયા "ડયુસ ડયુસ ડયુસ !"

"અમે નેગુસની દાઢી તોડી લાવશું" મૃત્યુના જત્થામાંથી તુતક પર કુદતા એક સૈનિકે રાડ નાખી.

કિનારાપરથી સાથીયાનાં ચિત્રામણ ચોડી ઉભેલી મુડીવાદી જમાતના ગોઠીયાઓએ ચિતકાર કર્યો "એ–શી–એબીસીનીઆ"

કિનારાથી દુર ખસતા સાટુરીના પરથી સામી ચીચીયારી સંભળાઈ "એ નોઇ."

અકરાંતીયા રાક્ષસ જેવું સાટુરીના ધીમે ધીમે અખાત તરફ ખસ્યું. ઘણું. ભયંકર જોયા જોયા પછી પણ ભયંકરતામાં વિચિત્ર એવું આ જહાજ જોતો વિષુવીયસ જ્વાલા ઝબકાવતો વિકરાળ હસતો ઉભો હતો. કિનારાપરની માનવમેદની કરુણ દેખતી હતી.

"મારો સીનો ! એક ડોસી ચીસ પાડતી બોલી. "ક્યારે આવશે ?"

## ૧૦–યુદ્ધની નોબત

'આ...કેન, આ......કેન, આ...આ...આ, કેન...આ' ઇથોપીયાના પાટનગર એડીસઅબાબામાં ઇથોપીયન જુવાનો કુચ શીખતાં હતાં. ઇથોપીયાના શહેનશાહે લોહીના છેલ્લાં ટીપાં આપતાં સુધી લડવાનો નીરધાર કર્યો હતો. ઇથોપીયાની જુવાની ઝનુને ચડી હતી, ઇથોપીયાની નારી રણઘેલી બની હતી. ઇથોપીયાના વૃદ્ધો પણ છાપરાંઓમાં ખોસેલાં કામઠાં અને ભાલાં ઉંચકી બહાર પડયા હતા. ઇથોપીયાના પાટનગરના રસ્તા પર જાણે મધપુડા ઉડયા હતા, ઇથોપીયાના અવાજમાં એક નાદ આગળ દોડી આવતો. 'આ...કેન, આ...કેન.........' ઇથોપીયામાં આઠે પહોર યુદ્ધની નોબત ગડગડતી હતી.

ઇથોપીયાને આંગણે યુરોપની વેપારી સરકારોની સોનેરી ટોળીનો એક કાસદ સંદેશો લાવ્યો હતો.

"પંચ નીમાય ને કાયદેસર થાય તો ઇટાલીને પાછું કાઢી શકાય પણ એને ઇથોપીયાનો મોટો ભાગ આપવાની આપ શહેનશાહની તૈયારી હોવી જોઇએ."

"તમે ધારો છો તેવો ભોટ હું નથી, તમે ધારો છો

તેવાં જંગલી અમે નથી, તમે માગો છો તે હું સ્વીકારી શકતો નથી. હું ન્યાય ખાતર મરી ફીટવા તૈયાર છું. તમારા કાયદા લુંટના કાયદા છે, એવા કાયદાના ઓઠાં નીચે હું તમારૂં સ્વામીત્વ સ્વીકારવા નથી માગતો."

ઇથોપીયાના શહેનશાહે મુડીવાડી જમાતને ક્હાવી દીધું.

'આજે શહેનશાહ બોલશે.' ઇથોપીયાના પાટનગર પર આજે મેદની માતી નહોતી. અંગ રક્ષકોની ટુકડીથી ઘેરાયેલો શહેનશાહ પાછલે બારણેથી પેઠો. જાણે મંચ પર કોઈ પડછાયો સરતો હતો, જાણે આખી સભા પર એક ઘેરો પ્રકાશ પથરાતો હતો.

"લી...લી...લી...લી" ઇથોપીયન જનતાએ શહેનશાહને આવકાર્યો. શહેનશાહ ઉભો થયો. એણે બોલવાં માંડયું. એનો અવાજ ચઢયા ઉતર્યા વિના એક સરખો, સરળ સીધો ને સખત વહેવા લાગ્યો.

"તમારાં સૌનાં પાણીપર મેં આવ્વાહન સ્વીકાર્યું છે" એક સાથે અનેક તલવારોની અણીઓ ઉંચી થઈ "હેઈલિ-સેલાસી!" એક મોટો અવાજ વાતાવરણને ભેદી રહ્યો. પછી શાંતિ પથરાઈ, પાછો, સેલાસીનો અવાજ સંભળાયો.

"તમે રણભુમી પર જ્યારે જુવો કે તમારો સરદાર મરણ પામ્યો છે ત્યારે તમે ડરશો નહિં કે નિરાશ થશો નહીં, ઇટાલીના મારાને હાંકી કાઢવા રોજના મરણને નિવારવા લડજો ને મરજો, ગુલામ તરીકે જીવવા કરતાં મરવાનું વધારે પસંદ કરજો" બોલતા શહેનશાહની આંખો સભા પર ચોંટી ગઈ. આખી મેદની એક માનવીની જેમ મરી ફીટવાની તમન્નાથી જોઈ રહી. સેલાસી આગળ બોલ્યો.

"ઈટાલીની સરકાર ઇથોપીયા શું કામ માગે છે? આપણે એનું અપમાન કર્યું છે તેથી? આપણને સુધારવાં છે તેથી? એને આડોવાનું વેર વાળવું છે તેથી?"

"તેથી નહિ, આજની દુનીયા પર વેપારીઓનાં રાજ્ય છે, આજની સરકારો વેપારી સરકારો છે, યુરોપની વેપારી સરકારોએ આપણા કાચા માલ લુંટવા આખો આફ્રીકા ઝડપી ખાધો છે, ઈટાલીની વેપારી સરકાર ઇથોપીયાનો કાચો માલ લુંટવા માગે છે, એની લુંટની લડતોમાં કપાઈ મરવા માટે તમારૂં લશ્કર બનાવવા માગે છે, અને એનાં કારખાનામાં તમારી જાતમહેનતની લુંટ માગે છે, ઈટાલીની આ ધાડ આપણા કાચા માલને અને તે સાથે આપણી જાતમહેનતને ભરખી જવા માગે છે...શહેનશાહનો અવાજ અડધા કલાક સુધી એકધારો ચાલ્યો. એણે અંતમાં કહ્યું.

"અને હું–તમારો શહેનશાહ–તમારી વચમાં રહીશ અને યુથોપીયાની આઝાદી માટે મારૂં લોહી રેડતાં અચકાઈશ નહી."

સાંભળતી મેદનીમાંથી ગગનભેદી અવાજો ઉઠયા. જાણે ઝોલે ચઢેલો સાગર ઘૂઘવ્યો. તલવારોની અણીઓ મોજાંની ધાર જેવી ઝબુકી ઉઠી, સૌને મરણનો ઉત્સાહ આવ્યો, એક જબરો જીવનવેગ કેસરીયા રંગો રચી રહ્યો.

## ૧૧–અમે સૌ મરવા બેઠાં છીએ

"એ...દેખાય..." એક નોકરે દૂરની ટેકરી પર ટગમગતો દિવો દેખાડી કહ્યું.

"શું?" યુરોપના છાપાનો એક ગોરો પ્રતીનીધી બોલ્યો.

"ઇનગીડાનું દુકુલ"

"દુકુલ!"

"હા, દુકુલ–ઘર"

"ઠીક" બંને ચુપચાપ ચાલ્યા.

"હું આવ્યો છું" એમાંનો એક દરવાજા પરની સાંકળ ખખડાવતો બોલ્યો.

"ઓ, હો આવો આવો...અંદરથી અવાજ આવ્યો ઇનગીડાના દુકુલમાં ત્રણ ચાર દીવા દેખાયા.

ઇનગીડા મહેમાનને લઈ દુકુલમાં પેઠો. ઊંડાણમાં એક રસોડું હતું. મોખરે એક મોટા ઓરડાની વચમાં પડદો લટ-

કાવી બે ભાગ કરવામાં આવ્યા હતા. આગલા ઓરડામાં ૭ ખુરશીઓ પડી હતી. ખુરશીઓ પાસે એક મોટું મેજ પડયું હતું. મેજના એક ખુણા પર રંગની વાટકીઓ અને પીંછીઓ તથા થોડાંક ચિત્રો પડયાં હતાં, અને બીજા ખુણા પર એક ફોનોગ્રાફ પડયું હતું. મેજ પરની દીવાલ પર ઇનગીડાનાં પોતાનાં બનાવેલાં ચીત્રો લટકતાં હતાં. મહેમાનની નજર ચીત્રો પર ચોંટી ગઈ.

"આ બધાં તમારાં પોતાનાં જ દોરેલાં લાગે છે" મહેમાન બોલ્યા.

"હા, મને નકલ કરવાનું ગમતું જ નથી."

"કેટલાં સુંદર છે! તમે આપો તો થોડાંક યુરોપનાં મ્યુઝીયમમાં..."

"યુરોપ! હા, હું ફ્રાંસ ચીત્રોના અભ્યાસ માટે ગયો હતો ત્યારે પણ મને એવું મન થએલું પણ પછી બધું ઓસરી ગયું...અમને જંગલનાં વસનારાંઓને આંતરરાષ્ટ્રીય આબરૂનું બહુ મન નથી થતું" ઇનગીડા ફીકકું હસ્યો.

"પણ હું છોડવાનો નથી...અને પેલું!" મહેમાન ઉભા થઈ ગયા અને દીવાલ પરથી એક ચીત્ર ઉતારી લીધું.

"એ...એ!" ઇનગીડાની આંખો કરૂણ બની ગઇ. પાછળથી અવાજ સંભળાયો. એની બાઇ મહેમાન માટે નાસ્તો લઇને આવતી હતી. એ પેલું ચીત્ર જોઇને વચમાં જ અટકી ગઈ પણ પાછી આગળ આવી ને એક સ્ટુલ પર રકાબીઓનો થાળ ગોઠવી રહી. ઇનગીડાએ એક ઉતાવળી નજર એની બાઈ

પર નાખી, આડી આંખે ચીત્ર તરફ જોયું અને મહેમાન તરફ ઝીણેલી આંખે તાકી રહ્યો. જાણે એના માથામાં સીનેમાનાં ચીત્રો દોડતાં હોય તેમ એની આંખના રંગ બદલાઈ રહ્યા.

"બેસને" હાનગીડાએ એની બાઈને સાથેની ખુરશી બતાવી. બાઇ બેઠી.

"મહાન ચિત્ર..." મહેમાનની આંખો વખાણ કરતી વીકસી રહી.

"ખરેખર ઘણું સુંદર છે, કલ્પના કેવી ભવ્ય..." મહેમાન ચીત્ર પર માથું નમાવીને મુગ્ધ થતા હતા.

"કલ્પના...કલ્પના નથી" હાનગીડા હાથોપીયન ભાષામાં બબડયો.

"એ તો જીવનમાંથી ઉગ્યું છે..." બાઇએ હાનગીડાના હાથ પર વહાલ કરતાં ઉમેર્યું. મહેમાન સમજ્યા વીના રહ્યા. બન્ને હસતાં હતાં, બાઇના ચહેરા પર બીક હતી, હાનગીડાના મ્હોં પર કોઈ કરૂણ લાગણી પથરાતી હતી.

"હું કંઇ સમજ્યો નહી" મહેમાન ચિત્રનો અર્થ સમજવા ખાતર બોલ્યો. હાનગીડાએ નીચું જોયું, પાછી એક અકળાયલી નજર આખા ઓરડામાં ફેરવી. એની જુની સ્મૃતિઓ જાગી. એના હોઠ હાલી રહ્યા.

"મને શહેનશાહે અઢાર વર્ષની ઉમરમાંજ પેરીસમાં ચિત્રકળાનો અભ્યાસ કરવા મોકલ્યો હતો. ત્યાં એક સ્વીસ ચિત્રકાર મારા શિક્ષક હતા. હાનગીડા અંગ્રેજીમાં બોલ્યો "પણ હું તો ચિત્રનું પૂછું છું" મહેમાન ઉતાવળા થયા. બાઈ અંગ્રેજી સમજ્યા વિના અંગ્રેજોના બદલાતા ભાવને સાંભળવા કાન માંડી રહી.

"હું તેજ કહુ છું, મારામાં એની જુવાન દીકરીને રસ પડયો. એ પણ સરસમાં સરસ ચિત્રલેખા હતી."

"પછી!" મહેમાનને સમજાવા માંડયું.

પછી એણે મને એના વતનમાં એની સાથે વેકેશનમાં જવા કહ્યું, હું ગયો. અમારા બંન્નેનો પ્રેમ બંધાયો. અમારી ચામડીના જુદા રંગ છતા અમને અમારા જીવનની રેખાઓને રંગ એક દેખાયાં, અમારા રસ એક લાગ્યા, અમારા વેગને જીવનનો ઉમળકો એક દેખાયાં, અમે એક બીજાને ખૂબ ચાહતાં હતાં. અમારા ચિત્રોએ નવીનતા ધરી."

મહેમાન પગથી માથા સુધી ઉભરાઇ ગયા. એમની આંખો ચમકતી જોઈ રહી. ઈનગીડાએ આગળ ચલાવ્યું.

"પછો મારો અભ્યાસ પૂરો થયો. મને મારું ઇથોપીયા બોલાવતું હતું. ઇથોપીયાના આરૂસી ઈલાકામાં મારો વાસ હતો. મેં કહ્યું "હું જઈશ."

"હું પણ આવીશ" એનો અવાજને તે સમયની એની ભાવમય આંખો હજુ ય મારા હૃદયમાં અખંડ સળગે છે. એ તૈયાર થઈ ગઈ. એની આંખોમાં અમારા ઇથોપીયાની ઉગ્ર કુદરતના રંગો ઝળુકી રહ્યા. એક રાતે અમે બન્ને નીકળી નાઠાં ને ઇરૂસી પહોંચ્યા"

"પછી" મહેમાન ધબકી ઉઠયા. ચિત્રકારની બાઈ અંગ્રેજી બોલ નહિ સમજાતાં ભાળી રહી.

"કહું છું. અમે આ પ્રદેશમાં આજ ઘરમાં રહેતાં હતાં. પછી અહીના યુરોપીયનો. અને ઇથોપીયનોએ અમારી સામે

જેહાદ જગાવી. અમારાં કાળાંગોરાંનાં રાતાં લોહી એક થતાં સહેવાયું નહિ. હું હિંમતથી સૌ તરફ હસતો હતો, પણ એ સુકાતી જતી હતી."

"પછી!" પાછા મહેમાન શ્વાસ અટકાવી બોલ્યા. પછી એકદિ એનો બાપ આવ્યો. હું શરમાયો, એણે આનાકાની કરી પણ એને અને મને છેતરીને ઉપાડી ગયો. એને જતાં શું લાગ્યું હશે? એવું બધું વિચારૂં છું ત્યારે મારૂ ભેજું તપી જાય છે અને કોઈને કહેશો નહિ." એનો અવાજ ખૂબ ધીમો થઇ ગયો "એ ખોવાઈ ગઈ ત્યારે એના પેટમાં અમારૂ બે માસનું બાળક હતું."

"પછી મેં એક ચિત્ર દોર્યું. તમારી પાસે છે તે. હું એને જોઈને જીવું છું, અને આની સારવારથી જીવું છું" એણે એની સાથે બેઠેલી બાઈને હાથ અડાડ્યો.

"પછી તમે એની સાથે ફરી પરણ્યા?"

"હા, જાણે હું સુંદરતા સાથે પરણ્યો તમારા યુરોપમાંય આવી આવી રેખાઓ વાળું શરીર અને આવા રંગવાળી આંખો નહિ હોય. મેં એને મારી સામે બેસાડી એનાં ચોવીસ ચિત્રો કર્યાં છે અમે એક સુંદરતાને ભૂલ્યા વિના બીજા સૌંદર્યને ચાહી પડીએ છીએ." ઇનગીડાશીકુ હસ્યો એની બાઇએ ઠંડો થઈ ગયેલો તેજ બતાવ્યો. બન્ને મહેમાનો પીવા લાગ્યા. "જો હું આટલે દુર તમારા એકબીજાની જ વાત સાંભળવા આવ્યો હોત તો ય મારો બધો શ્રમ સાર્થક માનત" મહેમાને ઘુંટડો ગળે ઉતરતાં કહ્યું.

"પણ તમે તો લડાઈના સમાચાર લેવા આવ્યા છો અને આપણે બીજી વાતે ચઢી ગયા."

"હજુ હમણાં જ અમારા સૈનીકો માટે નવો પોશાક તૈયાર કરવાની મેં ડીઝાઇન કકરી આપી છે' ઇનગીડાએ એક ડીઝાઇનનું ચીત્ર ધર્યું.

અને આ ગ્રામોફોન, ઇનગીડાએ...ગ્રામોફોન બતાવ્યું એને ખૂબ પ્રિય હતું. એને ગમતાં એવાં ગાયનોને નાચ અમે રોજ વગાડીએ છીએ અને ત્યારે એની રમ્ય મૂર્તી મારી આંખો સામે નાચી ઉઠે છે. "

"જાણે હું સાંભળ્યા જ કરૂં. યુદ્ધ કરતાં પ્રેમની વાતો કેવી મીઠી હોય છે" મહેમાન ઓગળી જતાં બોલ્યા.

કારણ કે એ જીવનની વાતો છે. પણ આજે તો ઇટાલીયન મુડીવાદે જીવનનાં લોહી માસ અને જીવનની સુંદર ઇચ્છાઓને સોંઘી બનાવી દીધી છે અને એક રોટલી માત્ર મોંઘી બની છે આજે અમારા ઇથોપીયાને આંગણે એ મુડીવાદનો જલ્લાદી બાવો એના ચીપીયા ખખડાવે છે.'

"તમે શું ધારો છો ?" મહેમાન જોઈ રહ્યા.

"એમે જાણીએ છીએ કે ઇથોપીયા માટે આડોવાનું યુદ્ધ એ છેલ્લું નહોતું અમારા બધા કીનારા પર સામ્રાજ્યવાદી ગીધડાં બેઠાં છે ત્યારે અમે મરણ વિના બીજુ શું ધારીયે પણ અમે મેઢાં જેવા નથી, મરવાના તે નક્કી માનજો" ઇથોપીયાના કલાકારની આંખો ભયંકર થઈ. કલાકાર સાથે બેઠેલી એની બાઈની આંખો પણ યુદ્ધના રંગ રેલાવી રહી. પાછો એ બોલ્યો.

"આ મારી સ્ત્રી અમારે ત્યાંની સ્ત્રીઓની પલટણો રચે છે એને તાકતાં આવડે છે હમણાં જ શીખી. જો એને તમારી ભાષા આવડતી હોત તો એ તમને સમજાવત કે રણભૂમી પર મરતાં તો ઇથોપીયાની સ્ત્રીઓને ઘણા જુના સમયથી આવડે

છે" બંન્ને એ બાઈ તરફ જોઈ રહ્યા બાઈની ચમકતી આંખો હસી ઉઠી.

"તમને પરિણામ શું દેખાય છે" મહેમાને પૂછ્યું.

"અમારામાં જુસ્સો છે, અમારા સ્નાયુઓ મજબુત છે પણ અમારી પાસે મોટી તોપો નથી, વીમાનો નથી, ઝેરી ગેસથી બચવાની ડુમતીઓ નથી, તમારા સુધરેલા વૈજ્ઞાનીકોએ અમારાં મોતના સાધનના ઢગલા મુડીવાદી સરકારોને આપ્યા છે તમારા સરમુખત્યાર ગુન્ડાઓ બાવડાનાં બળથી બાથ નથી ભીડવાના..."

"તો તમને શું લાગે છે?" મહેમાન વચમાં બોલ્યા.

"અમે બધાં મરવાનાં છીએ, અમે મરવા જ બેઠાં છીએ. અમારાં બાળકોનાં હાડકાંની રાખ ઉડશે, અમારાં નરનારીઓનાં માથાનાં તુમડાં તમારા સુધરેલાઓના પગમાં અથડાશે, અમારા ઘવાયલાં ને કોઇ ગાડીઓ સારવાર માટે ઉપાડી જશે નહીં, અમારા લોહી ધુધવતા ઘા લોહી ઉબકી ઉબકીને સુકાઈ જશે, ત્યારે અમારાં બન્નેનાં..." કલાકારે એની બાઈના ખભા પર હાથ ફેરવ્યો, "ત્યારે અમારાં બન્નેનાં શરીરો ઇથોપીયાની રણભૂમી પર મરેલાં પડયાં હશે, અને ત્યારે આની સુન્દર આંખોને અને મારા પ્રેમ ને કલ્પનાથી ભરેલા માથાંને ગીધડાં કોતરી ખાતાં હશે, ત્યારે..." કલાકારનો આખો ચહેરો રાતો થઈ ગયો, એની પાંસળીઓ ઉછળી ઉઠી, એની આંખના ખૂણા રાતા થઈ ચમકી ઉઠયા. એની આંખો એક ભયાનક ચિત્ર દોરી રહી.

## ૧૨—સાંભળો રે સાંભળો

"શરૂઆત થઈ ગઈ, હવે શું બાકી છે? રાષ્ટ્રસંઘ કંઈ કરશે નહિ." રાજ મહાલયમાં લોરેન્ઝો દોડતો આવ્યો હતો.

"હા, ઇથોપીયનો જોગ હું હમણાં જ જાહેરાત કરૂં છું બધી તૈયારી થઈ ગઈ છે, આપણાં લશ્કરો સવારમાં જ્યાં ત્યાંથી આગળ કુચ કરશે."

"અને નવાં........!" લોરેન્ઝો ઉભો થયો. "કાલે આખી રાત આડોવા પર વિમાન ઉડયાં છે......બોંબ પણ ફેંકાયા."

"ચાલો બધું જલ્દી બનશે..." શહેનશાહે લોરેન્ઝો સાથે પગથીયાં ઉતરતાં કહ્યું.

"જુના ગીબી આગળનો સભાખંડ ઉભરાઈ ગયો છે... આપણે જલ્દી" બોલતો સેલાસી મોટરમાં બેઠો ને બેઠો તેવી મોટર ખખડતી દોડી. ગીબીના દરવાજે નોબત ગગડતી હતી. "ડેબરા ડેબોન......ડાન......ડાન" આખું ઇથોપીયા જાણે,

યુદ્ધના નશામાં ડોલતું હતું. પાટનગરનાં નરનારી આંખો મીચી ગીબીના દરવાજે દોડતાં હતાં. દરવાજાની ચારે કોર તરવારની અણીઓ ઉછળતી હતી. અઢાર હજાર સંગીનધારીઓ યુદ્ધના પોશાકમાં સજ્જ થઈ ગોઠવાયા હતા.

“શહેનશાહ! શહેનશાહ! જયુડાનો વનરાજ! હેઈલ સેલાસી!” ઉતાવળા અવાજ સૂસવ્યા ઇથોપીયાના બે મોટા રાષ્ટ્રધ્વજ ઉચકાયા નોબત ગગડી ઉઠી. મંચ પર ઇથોપીયાનો શાહ અડગ ઉભો હતો. “લી...લી...લી...” એક મોટો ખુશાલીનો પુકાર ઉઠયો.

ટોસો ઉઠયો, જાણે જમીનમાંથી એક પડછંદ પડછાયો કુદી ઉઠયો. એની વિકરાળ આંખોને મરી પીટવાનો કેફ ચઢયો હતો. એણે હાથીની સૂંઢ જેવો એક હાથ ઉંચકયો.

નોબત બંધ થઈ અવાજ અટકી ગયા જાણે શ્વાસ પણ થંભી ગયા શહેનશાહનો એક ધારો અવાજ સંભળાયો. “મારી આંખ સામે આજે આખું ઇથોપીયા તરવરે છે. યુકેલીપટસ ઝાડનાં ઝુંડો રબ્બરની વનરાજીઓ તાડની ધાડી ઘટાઓ તેલના કુવાઓને સોના રૂપાની ખાણો ભયંકર સૌન્દર્ય ધરતી ગીરિમાળાઓને કરાડો રણોને મેદાને ટુકુલોની હારમાળાવાળાં કલ્લોલતાં ગામડાંઓ......” શહેનશાહનો સાદ શ્વાસ લેવા અટકયો.

“એ ઇથોપીયા છે પણ એ જ ઇથોપીયા નથી. સાચું ઇથોપીયા તો મારી આંખ સામે મરણીયું ઉભું છે. સાચું ઇથોપીયા તો તેનાં નરનારીઓ છે ઇથોપીયાનાં બાળકો છે. ઇથોપીયાનું ભલું ભોળું માનવજીવન છે.

"આજે એ ઇથોપીયાના જીવન પર મુડીવાદી જલ્લાદની કુહાડી ઝઝુમે છે. આજે ઇથોપીયન જીવન પર યુરોપીઅન વેપારી સરકારના જીવલેણ ગીધડાં ઉડે છે આજે એ ઇથોપીયાના કંઠ પર ઇટાલીની શ્રીમંત સરકારના મારાનો ખૂની પંજો પડે છે.

"ઇટાલી ઇથોપીયાના કાચામાલ લૂંટવા માગે છે. ઇટાલી ઇથોપીયાને બજાર બનાવી નફાની લૂંટ ચલાવવા માગે છે અને ઇટાલી ઇથોપીયાનાં સ્ત્રી પુરૂષો અને બાળકોની જાત મહેનત પર તરાપ મારવા માંગે છે

એક જ શ્વાસે સેલાસીએ આગળ ચલાવ્યું, જાણે ઇથો-પીયા આખું શ્વાસ અટકાવી સાંભળી રહ્યું.

"એવા સ્વતંત્ર ઇથોપીયાની આખરી પળો સાચવવાની જવાબદારી જીવતાંને શીર પડે છે, મારે શિર પડે છે, તમારે શિર પડે છે. સૌને શિર છે. એ જવાબદારીના નામમાં આજે હું તમારી પાસે માથું માગવા ઉભો થયો છું. હજારો વર્ષના ઇથોપીયાના ઇતિહાસમાં તમે તે આપવાની આના કાની નથી કરી, અને આજે નહિ કરો........." જાણે એક સાથે અનેક ત્રાડો આકાશ ને આવરી દેતી ઉમટી, અને સાથે અનેક તલવારો માથાંઓ પર ઝળુકી રહી.

"મારૂં નામ......મારૂં નામ નોંધો" હજારોની મેદનીને બન્ને હાથે વિખતી એક આધેડ બાઈ સેલાસીના મંચ તરફ દોડતી આવી. એને જોવા શરીરો અંગુઠા પર ઉભાં થઈ ગયાં. એના વિખરાયલા વાળમાં જ્વાલા ઝળુકી "તારું નામ!" એક જ અવાજ આવ્યો.

"કુશા.........મને.........મને"......બાઈનું આખું

શરીર કંપતું કંપતું બોલતું હતું. હું ઇથોપીયાની નારીને ........મને ઇથોપીયાની ઇથોપીયાની તોપમાં ભરીને ફોડજો, હું ઇટાલીમાં જઇને ફાટીશ ત્યારે એ ઇટાલીની વેપારી સરકારની કુટુંબોના ફુરચે ફુરચા......" બોલતી બાઈ આવેશના વેગમાં બેભાન બની પટકાઈ પડી. એક મોટી ત્રાડ ઉઠી. એક મોટી બૂમરાણ, એક મોટો કોલાહલ આકાશને ભરી દેતો ઉઠયો.

" લીગાબાટોસો ! " પાછો ટોસો એની વિકરાળ આંખો ફાડતો ઉભો થઈ ગયો હતો. એના હાથમાં એક મોટું જાહેરનામું લટકતું હતું; એણે વાંચવા માંડયું. એના અવાજમાં બીજા અવાજ શમી જવા લાગ્યા.

" આપણા મુક્ત મુલકને ગુલામ બનાવવા ઇટાલી બીજી વાર આક્રમણ કરે છે. આજનો સમય ગંભીર છે, એકેએક ઇથોપીયને એનાં હથીયાર લઈને ઉઠવું જોઈશે. "

" લશ્કરી ટુકડીઓના એકે એક સૈનિકે પોતાના સરદારના હુકમ સાંભળવા તૈયાર રહેવું. "

" જે કોઈ ઇથોપીયાના બચાવ વિરૂદ્ધ કામ કરશે, જે કોઈ ઇથોપીયાની સરકારને દગો દેશે, અથવા જે કોઈ ખેડુતો પાસેથી ખોરાકની ચોરી કરશે, તેને વીંધી નાખવામાં આવશે. "

" આખી દુનિયાના દરેક દેશે ઇટાલીના મુડીવાદીને નિંદ્યો છે ન્યાય આપણા પક્ષમાં છે — આપણો વિજય છે. "

" ઘરબાર છોડીને સમરાંગણમાં આવીને ઉભાં રહેજો. "

## ૧૩—પથરાતા પડછાયા—(ઉત્તરમાં)

“ ઈથોપીયાને તમારી જરૂર છે, નામ નોંધાવો.” ઈથોપીયાના ખૂણે ખોંચરે કાસદો દોડચા, ઈથોપીયાના ઘેરેઘેરથી અવાજ ઉઠચો, ઇથોપીયાનાં જંગલોમાં ઝાડે ઝાડે ઇથોપીયાની આખરી માગણી ચોડાઈ ગઈ.

ઢોર ચારતાં જુવાનો ઉઠયાં, ગેલ કરતાં જુવાનો ઉઠયાં, નાચ નાચતાં જુવાનો ઉઠયાં, ખેતર ખેડતાં જુવાનો દોડયાં. સૌને ઇથોપીયાનો સાદ સંભળાતો હતો.

માતાઓએ છાતીએ ધાવતાં બાળક વછોડયાં, સ્ત્રીઓએ ઘર અંદરનાં કામ હડસેલ્યાં, માટીડાઓએ ઘરધંધાને આઘા મૂકયાને સૌએ પાસેની છાવણી પર નામ નોંધાવા ઉતાવળ કરી.

એકલાં ડોસાં ડગરાં બાળકોને સંભાળતાં ને ઇથોપીયાના વિજય માટે ભગવાનને ભજતાં બેઠાં હતાં.

ઈથોપીયામાં એક હાક વાગી—વીર હાક, ઇથોપીયાપર એક જ નાદ ગગડયો—રણનાદ, ઇથોપીયા પર એક જ વાગો ઉડી રહ્યો—કેસરીયો.

" આડોવા, એન્ટીસ્કીઓ – આડી ગ્રાટની દક્ષિણ પરની સરહદ સાચવો " શહેનશાહની સંગ્રામ સમિતિએ ત્રીસ હજારના સેનાની સેયૂમને તાર કર્યો, " ઈરીટ્રીયા તરફથી ત્રણ બાજુ જબરો ધસારો થશે. "

" ટાકાઝી નદીને ઓળંગી તમે ઈરીટ્રીયા પર ધસારો કરો. " આયેલુ પર ફરમાન છૂટયું.

" તમે મકાલેનું રક્ષણ કરતા રાહ જુવો. ઘેરાઈ ન જવાય અને ખુલ્લી લડાઈમાં ઉતરવું ન પડે તે રીતે સંભાળાય ત્યાં સુધી મકાલેને સાચવો. "

ગુસકાને સંદેશો મળ્યો.

" સેનાપતિ કાસા અને યુદ્ધ મંત્રી મુલુગેટાએ વોલો પ્રાંતમાં વધારાનાં લશ્કરોનો જમાવ રાખવો. "

" ગોજામથી રાસ ઈમિરૂએ ઉત્તરમાં ગોનડાર તરફ કૂચ કરવી. "

" કાફાના સરદાર રાસ ગેટાશુએ ડેસીની દક્ષિણ પૂર્વ તરફ કૂચ કરી આસાબમાંથી ડાનાકીલ તરફ આગળ વધવાની રાહ જોવી. "

" શહેનશાહના જમાઈ રાસ ડેસ્ટાએ જેટલું બને તેટલું લશ્કર ભેગું કરી તૈયાર રહેવું અને ડાવા પારમા, ડોરીઆ અને વેબ નદીઓની નીચેના તાડનાં ઝાડોમાં છૂપાતાં છૂપાતાં ડોલો સુધી આગળ વધવું અને ડોલો આગળ દુશ્મનો પર છાપો મારવો. "

"ઇમરૂ અને ઓગાડાનનાં લશ્કરોએ જ્યાં છે ત્યાં જ રહી ફરમાનની રાહ જોવી." એવાં ઇથોપીયાની સંગ્રામ સમિતિનાં શાહી ફરમાન ૧૯૩૫ ના સપ્ટેંબરના પહેલા દિવસે નીકળ્યાં.

ત્યારે ઉત્તરમાં ઈટાલીના માસાવા બંદર પર યુદ્ધનાં ઓથાર લંગરાતાં હતાં. લંગરાતાં ઓથાર એની આંખોમાં નાચી રહ્યાં હતાં, રાતા સાગરનાં નાચતાં પાણી એની આંખોમાં રંગ રેલાવી રહ્યાં હતાં, એના આખા મોઢા પર મેલા આનંદની રેખાઓ તરવરી ઉઠી હતી. એવો એ ઉભો હતો. ઈટાલીનો સેના નાયક – જનરલ ડી-બોનો. કિનારા પર ખડકાયલા એક મહેલની આરસની અગાસી પરથી એ બંદર પર લંગરાયલાં વહાણો પર નજર થાપી ઉભો હતો. એણે બગલમાંથી દુર્બિન લીધું ને આંખ પર માંડયું. "ખૂબ દૂર દેખાય છે, કદાચ એ જ હોય......" એ સાટુરોના જહાજને રાતા સમુદ્ર પર પથરાતા પડછાયા પર શોધી રહ્યો હતો. એણે કિનારી પર હાથ ટેકવ્યા, એ જોઈ રહ્યો. એના માથામાં મસાવાનો ઇતિહાસ જાગતો હતો.

"ઘણી જુની વાત છે, તોય બહુ જુની નહિ." એ મનમાં બબડયો ને ખંધુ હસ્યો. "મીસર પર અંગ્રેજોએ તોપ ગોઠવી અને ઈટાલીએ મીસરનું મસાવા પડાવ્યું ત્યારે અઢારસોને પંચાસીની સાલ ચાલતી હતી, પચાસ વરસમાં........કોન ખબર!" એણે ગળું ખંખાર્યું, પાછળ જોયું. પાછી એની વિચાર – માળા લંબાઈ.

"ત્યારે આ મસાવા પર કાળા કાગડા ઉડતા હતા, આજે ઈટાલીનાં વિજળીક ગીધ ફફડે છે. આજે એ મસાવાનું બંદર

ઈટાલીનાં જહાજોથી ભર્યું, ભર્યું છે, આજે એ મસાવા ઈથો-પીયાને......" એની આંખો એક પળવાર બંદર પર ઠરી રહી. પાછો એ વિચારી રહ્યો.

"થોડાં જ વરસોમાં ઈટાલીએ મસાવાનો છસોને પચાસ માઈલ જેટલો કિનારો લઈ લીધો પણ પેલો હરામખોર ચેતી ગયો, ત્યારનો ઈથોપીયાનો શહેનશાહ" એ તિરસ્કારથી દાંત કકડાવી હસ્યો.

"એણે ઈટાલીયન લશ્કરને ૧૮૮૭ ના પહેલા મહિનામાં ડોગાલી આગળ હરાવ્યું, પણ ઈટાલીએ હિંમત હાર્યા વિના આસ્મારા અને કેરેન સુધી લંબાવી દીધું. ૧૮૯૨ ની સાલમાં તો બાવન હજાર ચોરસ માઈલ પર ઈટાલીની આણ વરતી રહી. આજે બાવન હજારને બદલે ચોસઠ હજાર માઈલ પર ઈટાલીનાં નિશાન ફરકે છે, મસાવાથી મારેલ નદી સુધી અને ઠેઠ આરાબ સુધી, એ ઈરીટ્રીયા, એ ઈથોપીયાનું માથું, ઈટાલીના પંઝામાં રમે છે, એની ડોક મરડી નાખતાં......" એની આંખમાંનું ખૂનસ હાથ સુધી ઉતરી ગયું. એનો વિચાર પૂરો થાય તે પહેલાં જ વચમાં અવાજ ડચકાયો, "હું આવ્યો છું."

"કોણ!" એણે ચમકી પાછળ જોયું, બારણામાં એનો સેક્રેટરી વીટોરી ઉભો હતો.

"ઓહો, કેમ કંઇ..." એ જોઇ રહ્યો.

"એક આવ્યો છે, આપની મુલાકાત માગે છે."

"કોણ?", પાછો એની આંખમાં ઈરીટ્રીયા ઉભરાતો હતો, "બાવન હજાર ચોરસ માઇલના ચોસઠ હજાર થયા આજે આખો ઈથોપીયા ઈટાલીનો બનશે પણ તે પહેલાં ઈથોપીયાની

કાળી વસ્તીનાં ટાઇગરનાં શિખરોને રંગી નાખવાં પડશે......તો સાધન ક્યાં ઓછાં છે!" પાછું એની આગળ દારૂગોળાના ઢગલા, બંદુકોના જત્થા અને ઝેરી ગેસની ટ્રંકો ઉતારતાં જહાજોથી લંગરાયલું બંદર નાચી રહ્યું.

"તો હું શું ઉત્તર આપું?" પાછો બારણામાંથી વિટોરીનો અવાજ આવ્યો.

"કોને...શાનો!" ઇથોપીયા પર ખેલવાનાં મુડીવાદી હત્યાકાંડના આનંદમાં એનો બધું ભૂલી ગયો હતો.

"પ્રતિનિધિ."

"પણ નામ?"

"મેં કહ્યુંને નામદાર......"

"શું?"

"સ્ટીઅર."

"જાસુસ પણ હોય......" નામદારની નજર શંકાથી જોઈ રહી.

"મને પણ......પણ કંઇ ચોક્કસ કહી ન શકાય."

"કહો કે મને વખત નથી, સીગનર બુટુરીનીને પણ કહેજો, ને એની તલાશી લેજો." વીટોરી સલામ ભરી ચાલ્યો ગયો. નામદારની આંખો પાછી બંદર પર ઠરી.

બંદર ખદબદી ઉઠ્યું હતું. લંગરાયલાં જહાજો મોટા ડુંગરા જેવા ખડકાયાં હતાં. જાહાજ પરથી કિનારા પર ચાંચ લટકાવી ઉભેલાં ગીધ જેવાં મોટાં મોટાં ક્રેન યુદ્ધની સામગ્રી ઉતાર્યે જતાં

હતાં. ડેકમાંથી વળી જઈને સોમાલી મજુર સ્ત્રીપુરૂષો સામાન વહેતાં હતાં, મોટી મોટી મોટર લોરીઓ ઠલવાતી ને ભરાતી હતી, બંદરથી દૂર દૂર કાળાં મજુરો અને ઇટાલીના સૈનિકોની ટુકડીઓ સિવાય બીજું કશું જ દેખાતું ન હતું. મસાવા ખીચોખીચ ખદબદતું હતું. મસાવામાં એકેએક અજાણ્યાની તપાસ થતી હતી, એકેએક મુસાફર આગળ ઇટાલીયન પોલીસ સવાલોની પરંપરા પૂછતી હતી. કોઇપણ મુસાફરના કાનમાં એકના એક અવાજો અથડાયા કરતા હતા, "બાપનું નામ! માનું નામ! પરણ્યા પહેલાનું નામ! તમારૂં આખું નામ! કેમ આવ્યા છો! કયાંથી આવ્યા છો? કયાં ઉતરશો? કયારે જશો!......"

આઠ હજાર ફીટની ઉંચાઇએથી ડોકાતું આસમારા ખદબદતા મસાવાને જોઇ રહ્યું હતું. મસાવાથી આસમારા સુધી ખીચોખીચ ગાડીઓ દોડી રહી હતી મુડીવાદના લાડકા મુસાએ કલમના એક ગોદે મસાવાને ગાંડુતૂર બનાવી મૂકયું હતું, ઉંઘતા બંદરને આઠે પહોરની વરાળો કાઢતું યંત્રોનું રાક્ષસ બનાવી મૂકયું હતું. રાતા સાગરના ખૂણામાં લપાઇ બેઠેલું મસાવા આજે મુડીવાદી ગુંડાશાહીનું દારૂખાનું બની આખી દુનિયાનું ધ્યાન ખેંચી રહ્યું હતું. એવા ગાંડાતૂર મસાવાના એક કિલ્લા જેવા વાસમા અંદરના ખંડમાં એક નકશા પર આંખ ફેરવતો બોનો એકલો બેઠો હતો.

"આસમારાની બધી છાવણીઓ આટલે ઉંચે સલામત છે" એણે નકશામાં આસમારાની લશ્કરી છાવણીઓની હદ દોરી. "અહીથી ઠેઠ સીમાડા સુધી રસ્તાઓ તૈયાર થઇ જાય એટલી વાર" એ જોઈ રહ્યો. બસ બસ, ઇથોપીયાની પૂર્વ સરહદ પરની ઉત્તરથી દક્ષિણ સુધીની બધી ગીરિમાળા, ઈટાલીની છે, પછી શું? એ બધા કુદરતના કિલ્લાઓ છે પછી

શું ?" એની આંખ કંઈ શોધી રહી ને, આડોવા પર આવી અટકી. ડ્યુસનો મત બંને રીતે સાચો છે. આડોવા પર ત્રણે બાજુથી હલ્લો લઈ જઈ યુદ્ધની શરૂઆત કરવી જોઈશે" એણે આડોવાની આસપાસ લાલ લીટી દોરી.

"આડીગ્રાટ...એન્ટીકો" એણે આડોવા પાસે બીજાં બે ટપકાં કર્યાં.

"સાનતીની, બીરેલી, મારા વીગના" એના હોઠ પર ત્રણ સેનાપતિઓનાં નામ ફફડી રહ્યાં. પાછી એણે એક બીજી લીટી દોરી ને બબડ્યો "એમણે આ મારેબ નદી ઓળંગવી પડશે" એની આંખ આગળ જાણે સેનાઓ કૂચ કરી રહી. થોડીવારે એણે આંખો ઉચકી એની આંખ સામે વિટોરી ઉભો હતો. એના હોઠ પર હજુય અવાજ ઉડતો હતો "આડી - ગ્રાન્ટ - એન્ટીકો - આડોવા."

"પેલો ગયો સાહેબ" વિટોરી બીજીવાર જરાક મોટેથી બોલ્યો.

"કોણ ?" બુઢ્ઢીનીએ જડબું ફાડ્યું.

"પેલો પ્રતિનિધિ"

"કયો પ્રતિનિધિ !" એ જોઈ રહ્યો.

"સ્ટીઅર"

"ક્યાં ?"

"મોગડીશ્રાસકો તરફ"

"ગ્રેઝીઆનીને ખબર આપ્યા ?"

"જી, અને..."

"હં ?"

" આ ચોથી તારીખે રાષ્ટ્રસંઘ મળે છે."

" મારા હાળા ઘંટી ચોરો, આજ સુધી તો આખા આફ્રિકાને દળી દળીને ખાઇ ગયા અને આજે પારકે ઘેર બાવા બનીને બેસે છે..." એ તિરસ્કારથી હસ્યો.

" પણ એ કંઇ ઘોળવાના નથી, જરાક હોહા, તો કરવી જોઇએ ના..." વિટોરી બોલ્યો. અને પાછા બેસણાં કરવા પણ જશે, ઇથોપીયા રાંડશે ત્યારે..." પાછો એ ભયંકર હસ્યો.

" અને થોડા દિવસે ઇથોપિયાની આપણી નવી સરકારને હારગજરા કરવાય આવી પહોંચશે." વિટોરીએ મજાકથી કહ્યું.

" આપણે ઓક્ટોબર સુધી ખમી જવું પડશે." બટુરીની ગણતરી કરી રહ્યો.

## ૧૪–આ તો મોગડીઆસ્કો છે

"આ તો મોગડીઆસ્કો છે, સાહેબ."

"તેનું શુ છે?" સાહેબે આંખો તતડાવી.

"કંઈ નહિં સાહેબ. અહિંથી કિનારો એક માઈલ આઘો છે" કિનારાથી દૂર લાંગરેલા એક જહાજ પર ચઢતો એક સોમાલી મજુર એક છાપાના ગોરા પ્રતિનિધિને સમજાવતો હતો.

"ભલે, તારે મારી સાથે આવવું છે?"

"તૈયાર છું સાહેબ" મજુરે તૈયારી બતાવી.

"નામ!"

"નામ કાસીમ, અમે સોમાલી કહેવાઈએ"

"બંદર પર કેટલોક વખત જશે?" સાહેબ બોલ્યા.

"બરાબર બે કલાક, પોલીસ તમારાં નામ ઠામ ભરાવશે પછી જવાશે."

"તમારે ત્યાં તો લડાઇ ચાલવાની છે ને?"

"આ મહીને માંડમાંડ પૂરો થાય" કાસીમે ખૂબ ધીમેથી કહ્યું.

"તે તમે લોક કેઈ બાજુએ રહેવાના ?"

"અમે......! અમે ઈટાલી સરકારની, અહીંથી મુસ્તાહીલ સુધી ઈટાલી સરકાર પછી રાજાઓને રાજા તફારીનાં રાજ્ય છે." કાસીમનાં નાક ફૂલી ઉઠયાં એણે ખૂબ ખાનગી ખબર આપ્યા. "એક પકડાઈ ગયો. રસ્તામાં તરફડતો પડયો છે."

"કોણ ?"

"સામો, સામો, સામાને તો આખું મોગડીઆસકો ઓળખે છે, બિચારો પકડાઈ ગયો."

"કેમ કરતાં."

"જાસુસી કરતો તો, જયુડાના સિંહની, રાસ તફારીની."

"પછી ?"

"પછી, એને વિંધી નાખ્યો. હોજરીની નીચેથી વિંધાઈ ગયો. પછી એક ભાલાએ એનું પેટ ફાડી નાખ્યું, અને બાર હાથ આંતરડું બહાર નીકળી ગયું છે, બીજે ભાલો વાગ્યોને એનો જમણો ખભો તૂટી પડયો છે, આપણા રસ્તામાં જ પડયો છે, હું આવ્યો ત્યારે તો બોલતો હતો, હવે મરી ગયો હોય તો સારૂં, સળગતા સૂરજ નીચે તદ્દન નાગો બાર વાગ્યાનો તરફડતો પડયો છે."

"બીજા એવા જાસુસો ?"

"શી ખબર સાહેબ, પણ હું નથી હોં!" બન્ને હસી પડ્યા અને આગળ ચાલ્યા.

"આ તો મોગડીઆસ્કો છે, સમાલજો સાહેબ" કાસીમે સાહેબને એક હોટેલ બતાવતાં કહ્યું.

"શું, ચોરીયો થાય છે?" સાહેબે ચમકીને પૂછ્યું.

"તે તો સારો......" પાછો એ ધીમેથી બોલ્યો.

"જમ જેવા જાસુસો ફરે છે, માણુસ જેવાં માણુસ આખાં ને આખાં ઉપડી જાય છે." કહેતો કાસીમ સાહેબને એક હોટેલમાં ઉતારી ચાલતો થયો.

બીજા દિવસની સવારે એણે ગવર્નરનાં બારણાં ઠોક્યાં.

"કોણુ એ?" મોગડીઆસ્કોના ગવર્નરના ગોઠીયાંએ રોમન સલામ ભરીને પૂછ્યું.

"હું અંગ્રેજ પ્રતિનિધિ, રોમ જઇ આવ્યો છું, નામદારની મુલાકાત માગુ છું."

"નામદાર ગ્રેઝીઆની?"

"જી, ગ્રેઝીઆની."

"બેસો, કેપ્ટન બીરોલી આવે ત્યારે વાત."

"આવ્યા છો તે તમે?" થોડીવારે કેપ્ટન બીરોલી આવ્યો ને કડકાઇથી બોલ્યો.

"જી."

"સાંજે આવજો, તમારી મુલાકાત ગોઠવાશે." બીરોલી ચાલ્યો ગયો.

"મોટી મહેરબાની" પ્રતિનિધિ ચાલ્યો ગયો ને સાંજ

પડવાની રાહ જોતો બેઠો. થોડીવારે હોટેલના માલીકે બારણું ખખડાવ્યું.

"કેમ ?" પ્રતિનિધિ બોલ્યો.

"આપને આપની સેવા માટે કેટલી સામાલી છોકરીઓ જોઇશે ?"

"તમારા હોટેલના નોકરો છે ને......છોકરીઓ શું કામ ?" એણે ચમકીને જોયું.

"તો......આપની મરજી સાહેબ......પણ ગોરા મહેમાનો માટે અહિ તો રિવાજ છે, મોગડીઆસ્કોમાં ઈટાલીની ટુકડીઓ ઉતરવા માંડી ત્યારથી અહીંની બધી સોમાલી છોકરીઓ પણ ઓછી પડે છે, કાલે જ સવારે ઇટાલીથી આવેલા જહાજમાં મુસોલીનીએ બસો જુવાન છોકરીઓ ઈટાલીથી મોકલી છે."

"ઠીક તમે જાવ, ડયુસ તો બધી જ સંભાળ લેતો લાગે છે." ગોરા પ્રતિનિધિએ પતાવ્યું ને ગવર્નરને મળવા જવા તૈયાર થવા ઉઠયો, ને આપેલા સમયે ઈટાલીયન ગવર્નર ગ્રેઝીઆનીના વાસ પર આવ્યો.

એક મીનીટ પછી ઘંટ વાગ્યો. એક નોકરે આવી ગોરા પ્રતિનિધિને એક ખાલી પડેલા ખંડમાં બોલાવ્યો.

બીજી જ પળે ગ્રેઝીઆની પાછલે બારણેથી પેઠો, એના શરીરનું એકેએક અંગ લશ્કરી છટામાં ખડકાયું. પ્રતિનિધિ ઉભો થયો. ગ્રેઝીઆનીએ લશ્કરી હાથ લંબાવ્યો. ને બીજા હાથે ખુરશી બતાવી. બન્ને સામસામા બેઠા. સવાલ જવાબ શરૂ થયા.

"ઉંમર કેટલી ?" ગ્રેઝીઆનીની આંખોએ તાક મારી.

"એકત્રીસ."

"અહીની સફર કેવી ક લાગી ?"

"ઠીક ઠીક."

"આગળ જવાના છો ?"

"જી, હા, આડીસ અબાબા સુધી."

"સેલાસીને મળવાના હશો."

"જી, હા."

"અમારો ભોમીયો તમારી સાથે જ્યુબા નદી સુધી રહેશે."

"ભલે, આપનો આભાર."

"અહીંના કંઈ સમાચાર મળ્યા ?"

"મેળવું છું."

"પણ અમારી પરવાનગી વિના તમારા કોઇ સમાચાર પોષ્ટ ઓફિસ લેશે નહિ, અને અહીંની લશ્કરી કે રાજકીય પરિસ્થિતિ વિષે તમે બહાર કોઇપણ ખબરો મોકલી શકશો નહિ." ગ્રેઝીઆનીએ પરખાવી દીધું.

"તો......" પ્રતિનિધિ હસતો બોલ્યો "હું અહીંના ઘંટાનાદના મીઠા રણુકાર વિષે, ભૂરો મહાસાગર, અહીના આસમાનના સુંદર રંગો, અહીંની રૂપાળી સોમાલી છોકરીઓની ઇટાલીના સૈનિકો અને મહેમાનોની સેવા કરતી વેળાની ઉદાસ આંખોમાં રમતા કરૂણ રંગો, એવા એવા સમાચાર તો મોકલી શકું ના ?"

"જરૂર, માત્ર તમે બંદુકો ને તોપો, વિમાનો ને ટેંકો તથા અમારા સૈનિકોની લોરીઓ વિષે ન લખી શકો." ગ્રેઝીઆની મજાકમાં હસ્યો ને બોલ્યો "એવો અમારે ત્યાં કાયદો

છે, અને એ કાયદાને અમારી હદમાં રહી કોઈ તોડે તો અમે ચલાવી ન લઈએ."

"સમજી ગયો." પ્રતિનિધિ બબડયો "પણ......પણ હું અમારા છાપાના તંત્રીને એવો તાર કરી શકું કે લશ્કરી કે રાજકીય કોઇપણ ખબરો મોકલી શકવાને અશક્ત છું."

"ના," ગ્રેઝીઆનીએ ભાર દઇને કહ્યું. અને વધારે ભાર દઇને ઉમેર્યું. "આ તો મોગડીઆરકો છે."

## ૧૫—મોગડીઆસ્કોથી આગળ

"આ ઇલાકો તો ઓગાડેન ને?" છાપાનો અંગ્રેજ પ્રતિનિધિ ઓગાડાનના અધિપતિનો મહેમાન થવા જતો હતો.

"ને આપણે ક્યાં જઇએ છીએ?" એણે લોરીમાં બેઠેલા ભોમીયાને એક સાથે બીજો સવાલ કર્યો.

"ડાઘાબૂર."

"ત્યાંનો મૂખી?"

"મેલીઅન."

"તો આપણને અલીનુર ક્યાં મળશે?"

"ત્યાં જ આપણી રાહ જોતા હશે." જોત જોતામાં લોરી ડાઘાબૂર પહોંચી. ભોમીઆએ અલીનુરને ઓળખાવ્યો.

"ઉલવાલના રમખાણ વખતે તમે જ હતા ને?" પ્રતિનિધિ ઇથોપીયન યોદ્ધાને પગથી માથા સુધી જોઇ રહ્યો. અલીનુર અક્કડ ઉભો હતો. એની ચમકતી આંખો હસી ઉઠી હતી. એણે ઇથોપીયાનો લશ્કરી પોશાક પહેર્યો હતો, એનાં કોટ પર રાતા-પીળાને લીલા રંગનાં મોટાં બટનો ચમકતાં હતાં.

એક ઝાડની છાયા નીચે, મહેમાનનો સત્કાર ગોઠવાયો હતો. અલીનુરે ઝાડ નીચે ગોઠવાયલી ખુરશી બતાવી. બન્ને કોફી પીવા બેઠા.

"તમે શું ધારો છો?" મહેમાને ગરમ કોફીનો ઘુંટડો ગળી જતાં પૂછ્યું.

"હું નિરાશા વાદી છું......મને રાષ્ટ્રસંઘમાં શ્રદ્ધા નથી. તમે અમને હથિયારો ખરીદતાં અટકાવ્યા છે, અને ગેસ સામે અમારી પાસે શું છે?"

"પણ સુધરેલી કોઈપણ પ્રજા ગેસ કેમ વાપરે?" મહેમાને બીજો ઘુંટડો ભર્યો.

"સુધરેલી પ્રજા!......મને માફ કરજો,...મેં આખા યુરોપની માણસની જાતમાં સુધારો જોયો નથી, નફાની લુંટમાં રીતભાત ને ટાપટીપ સુધર્યાં હશે. સોમાલી લેન્ડમાં ગેસની ટેંકો ખડકાઈ છે, અમારી પાસે એના આંકડા છે."

"તમારો વ્યૂહ." મહેમાને વાત બદલી.

"અમારો વ્યૂહ? આ રહ્યો." અલીનુરે તરવારની અણિવડે ખુરશી નીચેની રેતીમાં વ્યૂહ દોરવા માંડયો, — ગોરાહાઈ પર ગરલોગુબી ચોકી રાખે છે, આડોના રસ્તા પર ઝુલાલીની નજર છે. છેલ્લું ડાઘાબૂર. આખો ઓગાડાનનો બચાવ એફેવર્ક અને મારે માથે છે."

"અને નસીબુ?"

"નસીબુ હરારમાં" એ અટકયો ને મહેમાન તરફ તાકતો બોલ્યો. "નસીબુને ખબર છે, એફેવર્ક જાણે છે, અમારા શહેનશાહ પણ કહે છે કે આ યુદ્ધ યંત્ર અને માણસની વચમાં

છે. યંત્ર જીતશે. પણ અમે જીવતાં હારશું નહિ, એફેવર્કની રણહાક છે......" અલીનુરની આંખો ચમકી ઉઠી.

" શું ?"

"કે મારા મુડદા પર......" અલીનુરનો અવાજ ઘુંટાયો.

"જાસૂસ" પાછળથી અવાજ આવ્યો. બન્નેએ પાછળ જોયું. કેટલાક ઇથોપીયન સૈનિકોની વચમાં એક સોમાલી ચાલ્યો આવતો હતો.

" ક્યારે પકડાયો ?" અલીનુરે ઉભા થઇને પૂછ્યું.

" હમણાં જ — મુલ્લાના કિલ્લાના કાવતરામાં એ......"

" એને લટકાવશો નહિ, એને આપણી ખાઇઓ ખોદાય છે ત્યાં મોકલી આપો. લટકી જવાને લાયક તો એને મોકલનારો એનો ઇટાલીયન શેઠ છે." એ તરત જ મહેમાન તરફ ફર્યો ને ઉતાવળો બોલ્યો, " મને એક સંતોષ છે, ઇટાલીના સૈનિકો મારી ધરતી ખુંદશે ત્યારે હું મરી ગયો હોઇશ એટલે હું તે જાણીશ નહિ."

" મારે એફેવર્કને......" મહેમાને ઇચ્છા બતાવી.

" એફેવર્ક આપને મળી શકશે નહિ, એ મુલ્લાના કિલ્લામાં છે, ત્યાં આસપાસની ખાઇઓમાં ચોકી ગોઠવે છે અને એની ઓરલીકોન બેસાડે છે."

" ઓરલીકોન શું ?"

" વિમાનોને તોડી પાડવાની એ એક જ તોપ અમારી પાસે છે, હું જોઈ રહ્યો છું......" અલીનુર જોઈ રહ્યો.

" શું ?"

" ઇટાલીનાં તૂટી પડતાં વિમાનો, અને એ તોપ પાસે જ એફેવર્કનું શબ પડવાનું છે, એ મરશે પણ મૂકશે નહિ. અમારા ઇથોપીયામાં એના જેવો એ એક જ છે." અલીનુર એની આંખો સામે એફેવર્કને જોઇ રહ્યો.

" અને તમારી સરહદ ?"

" કાટામા પાસે ઇથોપીયાનો વાવટો ઉડે છે, મુસ્તાહીલ પાસે વેબી શેબેલી પર ઇટાલીનો વાવટો ઉડે છે, ને તેની સાતસો સોમાલીઓ ચોકી કરે તે, નીચે નદીના મેદાન પાસે અમારી સેનાના પહેરા છે, એટલામાં ક્યાંક સળગી ઉઠશે."

" આ આવે...– " અલીનુર જોઇ રહ્યો. " કોણ આવે છે ? એફેવર્ક, એફેવર્ક......" દુરથી દોડતા આવતા કાફલા તરફ સૌ જોઇ રહ્યા.

" આપ આરામ લો, હું જાઉં છું." અલીનુર ઉઠ્યો.

" મારી મુલાકાત......!" પ્રતિનિધિ ઉતાવળો બોલ્યો.

" બનશે તો ગોઠવીશ." અલીનુરે ચાલવા માંડ્યું.

" બાશા, બાશા, બાશા પકડાઇ છે, જાસુસી કરતી'તી" એને રસ્તામાં જ ખબર મળ્યા.

" એફેવર્કની દુશ્વવાળી ?" અલીનુરે અજાયબીથી પૂછ્યું.

" હા, હા તેજ તે. એની કોટમાં માદળીયું હતું. માદળીમાંથી ટાઇપ કરેલા પાતળા કાગળો નીકળ્યા." અલીનુર પહોંચ્યો. એફેવર્ક રાહ જોતો જ ઉભો હતો.

" તમે જીજીગા જાવ ને હું હરાર......" એફેવર્ક સખતાઇથી જોતો હતો.

" બાશાનું શું ?" અલીનુર બોલ્યો.

" એના માદળીયામાં જીજીગાના ગેરેજનું ચિત્ર અને કાગળો જડ્યા છે. ઘણું જાણવાનું મળ્યું છે. હું હરાર ઝડતીઓ લઉં. ફ્રેંચનું પણ કાવતરૂં છે. તમે જીજીગા જાવ ને ત્યાં જરાક સખત હાથે કામ લો. મારે હરારથી બારોબાર જવું પડશે."

" ક્યાં ? "

" આડીસ અબાબા, સપ્ટેંબરના છેલ્લો દિવસ આજે છે, ઓકટોંબર પહેલા અઠવાડિયામાં જ પહેલો હલ્લો આવશે."

" કંઇ ખબર મળ્યા ? "

" હા, આડોવા પર ત્રણ જત્થા ચઢે છે. તમે ? "

" હું તૈયાર છું, જે પકડાય તેને ? "

" તેમને સૌને લોરીમાં હરાર લાવો ને ત્યાં લશ્કરી અદાલતમાં ખડા કરી લટકાવી દેજો." એફેવર્ક ઉતાવળો બોલ્યો.

# ૧૬—સળગતી ખોપરીઓ

૧૯૩૫ ના ઓકટોબરની ત્રીજી તારીખે ઈથોપીયાએ એની સેનાને રણભૂમિ પર તૈયાર રહેવાનો હુકમ આપ્યો.

ઓકટોબરની ત્રીજી તારીખે એડીસ અબાબામાં હતા તેટલા ઇટાલીયનો કેદી બન્યા.

ઓકટોબરના ત્રીજે દિવસે ઇટાલીના દુતાવાસ પર પહેરો બેઠો.

ઓકટોબરના ત્રીજા દિવસે ઇટાલીએ યુથોપીયા સાથે યુદ્ધ જાહેર કર્યું.

જાહેરાત સાથે જ એનાં વિમાનોએ આડોવા પર બોંબ વરસાવ્યા, માંહ્યનું દવાખાનું આખું ઉડી ગયું. ઘણાં ઘરબાર ખંડેર બન્યાં. બોતેર ઈથોપીયન નરનારીઓનાં શરીર ચુંથાઈ ગયાં. સેંકડો ઘાયલ થઈને પડ્યાં.

આસમારાથી ઈટાલીની ત્રણ સેનાઓ ઉપડી ચૂકી હતી.

વચલી સેનાનો સરદાર બીરોલી હતો. ડાબી સેનાને સાન્તીની દોરતો હતો અને જમણી પાંખ મારાવિગનાની સરદારી નીચે કૂચ કરતી હતી.

મારેબ નદીને ઓળંગી ત્રણે સેનાઓ આડોવા, આડી-ગ્રાટને એન્ટીકો પર પહોંચતી હતી.

ઇથોપીયાએ નહિં જોએલાં એવાં વિમાનો જોયાં, દારૂગોળા લાદેલાં ટટ્ટુઓની હારમાળાઓ અને લોરીઓની લંગાર જોઈ, મોટાં મોટાં તોપખાનાં દેખ્યાં, એનજીનીઅરોની ટુકડીઓ જોઇ, ઈટાલીયન આયાઓને ડોકટર દેખ્યાં, ગોરાગોરા છોકરાઓની ટુકડીઓ જોઈ.

ઇથોપીયાનાં નરનારીઓ સળગતી ખોપરીઓને દેખી આંગળાં કરડી રહ્યાં. એમણે મેલડી માતાઓને રોકડીયા હડ-માનોને પૂજ્યા હતા પણ તે આવાં જીવતાં ન હતાં, એમણે બળીયા બાપજી ને ચંડીને આરાધ્યાં હતાં પણ તે આવાં લોહીઆળ ન હોતાં, એમણે જુના જમાના માણસ ભક્ષી માનવોની વાતો બીકથી સાંભળી હતી પણ તે આવા ખોપરીયા નહોતાં. એમની ખૂની આંખો હતી. લોહીઆળ હાથ હતા, ગળામાંથી ખોપરી લટકતી હતી, જાણે મોઢામાંથી લોહી ટપ-કતાં હતાં. સુધરેલા ઈટાલી દેશમાંથી મુસોલીનીએ મોકલેલી કાળી ડગલીની "લીજીઅનો" (ટુકડીઓ) ઇથોપીયાનાં નર-નારીઓ પહેલીવાર દેખી રહ્યાં, દેખતાં કંપી રહ્યાં, કંપતાં કપાઈ ગયાં. ઈટાલીના મુડીવાદી મારાએ મોકલેલો સુધારો ઇથોપીયાપર લોહીનાં પગલાં માંડતો હતો.

પગવાળાનાં પગલાં મંડાયાં. ઘોડેશ્વારોના દાબડા બોલ્યા, તોપખાનાની લોરીઓ ધસડાઈ, ઉપર વિમાનો ઉડતાં હતાં.

"ચાલો રસ્તાઓ બાંધો."

"ચાલો માલ ઉપાડો."

"ચાલો પગચંપી કરો."

"ચાલો લશ્કરમાં જોડાઈ જાવ." ઈટાલીનો અવાજ ઘૂરકયો. પુરૂષોને સ્ત્રીઓ, છોકરાઓ ને છોકરીઓ અને બાળકો સુદ્ધાં આગળ વધતી મુસોલીનીની સેનાને જોઇ રહ્યાં. ન નમ્યાં તે વધેરાઇ ગયાં.

એક મોટી વેઠ, એક મોટો અત્યાચાર, એક મોટી કતલ શરૂ થઈ ગઈ. ઈટાલીની સેનાઓ આગળ વધતી હતી, બ્યુગલો ફૂંકતી હતી, ધડાકા કરતી હતી, લોહી રેડતી હતી.

માનવતા રડી રહી. ઇથોપીયાની ઉત્તર દિશામાં જાણે ચિતકાર ચાલતો હતો. કાળી ડગલી મરણના જત્થા જેવી આગળ વધતી હતી, પગપાળાને ઘોડેશ્વાર જત્થાઓ કારમા ઓળા જેવા પથરાતા જતા હતા. ઘોડેશ્વાર ટુકડીઓ ધરતી ખુંદતી દોડતી હતી, તોપખાનું એક મોટી ઓથાર જેવું ધરતી દાબતું ચાલતું હતું, એન્જીનીઅરોની ટુકડીઓમાં લોહી નીગળતી વેઠ વસમી બની હતી. એવી ઈટાલીના મુડીવાદે કાચો માલ ઝડપવા અને બજારો બનાવવા સુધારાના નામમાં મોકલેલી સેના આગળ વધી રહી હતી.

એવી આગળ વધતી સેનાને રોકવા ઇથોપીયાના પાટનગરમાં રાતને દિવસ દુંદુભિ ગગડતાં હતાં. કિલ્લે કિલ્લે પડા વાજતા હતા. ચોકીએ ચોકીએ નોબતો વાગતી હતી. એઇલુ મરનારાંને

ભગાં કરતો હતો, સેયુમ સોલહજારને સજી ઉપડી ચૂક્યો હતો. અબાબાના શાહી રક્ષકોની ટુકડી હૂકમની રાહ જોતી ઉભી હતી.

"મારૂં ખોરડું!" એક ડોશી એના દિકરાના બચ્ચાને લઈ નાસી છૂટેલી તે પાછી આવી ને પૂછતી હતી, "મારૂં ખોરડું" પેલી સળગતી ખોપરીઓવાળી કાળી ડગલીઓ, મારી દિકરીઓને ઉપાડી ગઈ. મારા દિકરાને વધેરી ગઈ પણ મારૂં ખોરડું......!"

"તારૂં ખોરડું!" આગળ વધવી ઈટાલીની મુડીવાદની ટુકડીઓએ પાછળ મૂકેલા વેરાનમાં અવાજ ઉઠતા હતા, "તારૂં ખોરડું હતું?"

"આટલામાં!"

"પણ તારૂં આડી (ગામ) કયું?"

"નરસંગા" ડોસીની આંખો દાદ માગી રહી.

"નરસંગા આખું તારાજ થઈ ગયું. એના પર બોંબ પડયા હતા. આખું આડી (ગામ) ઉડી ગયું."

તું ઉભી છે ત્યાં જ હતું, હવે ખોરડું શોધીશ નહિં" એક મોટો નિશ્વાસ સમસમી રહ્યો.

"મારી મારેબ માઈ......" ઇથોપીયા પર આગળ વધતી ઈટાલીના મુડીવાદની મારકણી સેનાની આગળ હાય ઉઠતી હતી. મારેબ નદી (માઇ)માં છેલ્લું સ્નાન કરતી એક ડોશી દાઝતી બોલતી હતી તું સૂકાઈ કેમ નથી જતી! તારા પર ઈટાલીના ગુંડાઓ થુંકશે......તને અભડાવવા ઈટાલીના

રાક્ષસો દોડતા આવે છે.” મારેબ નદીનાં પાણીમાં ડોશી ઉતાવળી બોલતી હતી.

એ ચોંકી ઉઠી. એના કાનમાં એક મોટો ઘુરઘૂરાટ સંભળાયો. એણે મારેબ માઈ (નદી) પરથી ઉંચે આકાશમાં જોયું. વિમાનો ઉડતાં હતાં. ઉડતાં વિમાનોના સંચા એના કાનમાં ખખડતા હતા. એણે એક ચીસ નાખી દોટ દીધી.

# ૧૭–આડોવા–મકાલે

ઓક્ટોબરની ત્રીજી તારીખે મારેબ નદી પર લાકડાના પૂલ નખાયા. મારાવિગ્નાની સેના આડોવા તરફ આગળ વધતી હતી.

સૌથી આગળ સરદાર કુબેડુની ટુકડીઓ હતી, પાછળ વીલા સાન્ટાની ટુકડીઓ હતી, પછી કાળી ડગલીવાળી સગળતી ખોપરીઓ કૂચ કરતી હતી.

"તોપખાનું તૈયાર રાખજો" એક પળનાં ઇસારાથી તૂટી પડે તેવું તોપખાનું આગળને આગળ ધસડાતું હતું.

"ગ્રેવીનાના ડીવીઝનને બે ભાગમાં વહેંચવો નહિં પાલવે, સાથે રહે તે સારા. કરાડો વિકરાળ છે, રસ્તો વિકટ છે, ઝાડી ભયંકર ગોચ છે." સેનાપતિ એના સરદારો સાથે મસલત કરતો હતો.

"હા, હા" બધા બીધેલી આંખો ઇથોપીયાના ઘેરા પ્રદેશ પર ફેરવતા બોલતા હતા.

"રામા આવ્યું?"

"હા, રામા આવ્યું." આખી સેના અટકીને ઉભી હતી. આગળ ફરતા ઓળા દેખાયા ને બંધ થયા. ત્રણસો ઇથોપીયનો ત્રાડ દઈ રહ્યા. ઇટાલીનાં વિમાનો જોરથી ફફડ્યાં. ઇટાલીની તોપોએ બરાડા નાખ્યા. નીચે ઉપરથી દારૂગોળો ગબડી ઉઠ્યો.

"લી...લી...લી" ઇથોપીયાનો અવાજ આવ્યો.

"એ શું?" ઇટાલીનો એક સરદાર આંખો સંકોચી પૂછતો હતો.

"યુદ્ધમાં આનંદનો અવાજ કરવાની ઇથોપીયાના સિપાઈ-ઓને ટેવ છે" એક સોમાલી સિપાઈએ સમજ પાડી.

"એ........" ઈટાલીયન નાયકે ઇથોપીયન શરીર દીઠું ને એણે હાથ લંબાવ્યો. એના હાથની દિશામાં બંદુકો બરાડી.

જવાબમાં એકે આબાદ નિશાન તાક્યું, ગીચ ઝાડીમાંથી એક અવાજ સૂસવ્યો, ઈટાલીનો પેલો સરદાર તરફડતો પડ્યો. એનો ગોરો દેહ લાલ લોહી વહેવા લાગ્યો.

"મોરગાનટીની" એની આસપાસ સિપાઈઓ વિંટાયા. ડોકટર એનો ઘા બાંધવા લાગ્યો, એ મરતો હતો.

"પેલા ત્રણસો!" ઈટાલીના શિકારીઓની ખૂની આંખો જંગલના ખૂણા જોતી હતી.

"લી.....લી..........લી" પાસેની ટેકરી પર સો ઇથોપીયનો અઠાવીસ હજારની સેના પર ભયંકર હસતા ઉભા, બીજી-પળે એક ઇથોપીયન અવાજ અઠાવીસ હજારને આવાહન આપી રહ્યો. ઇથોપીયાના સો સૈનિકોએ ડુંગરપરથી

સાવજની ઝડપથી ફાળ ભરી, ચોથી પળે સો બંદુકો એક સાથે ધણધણી ઉઠી. ઈટાલીનાં અડતાલીસ મડદાં ધૂળ ચાટતાં પટકાયાં, ઈટાલીના અઠાવીસ મરદો લોહી ઉબકતા ઘવાયલા પડ્યા, ઈટાલીના એકવીશ છોકરાઓ ખોવાઈ ગયા.

" અને પેલા સો ? " ઈટાલીનાં વિમાનો, સોની શોધમાં આકાશ ખખડાવતાં ઉડ્યાં. એક મરેલાને અને એક ઘવાયલાને છોડી સો દેખાયા તેવા શમી ગયા હતા. ત્રણસોનો પત્તો ન હતો, રીસના માર્યાં ઈટાલીનાં વિમાનો કોઈ પણ ઇથોપીયનના પડછાયા પર આગ વરસાવતાં ઉડતાં હતાં, રીસની મારી ઈટાલીયન સેના કોઈ પણ ઇથોપીયનને ઝબ્બે કરતી આગળ વધતી હતી.

ઓકટોબરના પાંચમા દિવસની વહેલી સવારે ઇથોપીયાનો સુરજ એક કરાડમાંથી રાતો ઉગતો હતો. ઉગતા સુરજને જોતી ઈટાલીયન સેના આડીઆબુના પાસે રાહ જોતી ઉભી હતી.

" આવી લાગી છે. " જાસુસોએ ખબર આપ્યા. ગાશોરકી ઘાટમાંથી આવી મળવાની બીજી ટુકડીઓ આવી પહોંચી હતી. લશ્કરને આગળ વધવાનાં ફરમાન મળ્યાં.

સુરજ બરાબર માથા પર આવ્યો હતો. આગળ વધતી ઈટાલીયન સેના પેટ ભરવા અટકી. મારાવિગના એના તંબુમાંથી બહાર નીકળ્યો. એ દૂરબિન માંડી દૂર દૂર જોઈ રહ્યો. દૂરના પર્વત પર આડોવાનો કિલ્લો દેખાતો હતો. એણે દૂરબીન દૂર મૂક્યું ને બૂમ મારી. એક જણ દોડતો આવ્યો. " આંબાસેલટ " એણે પૂછ્યું. આવનારે માથું ધૂણાવી ના

પાડી. " ચાર જણને મોકલો, એકદમ " થોડીવારમાં ચાર ઘોડાઓ દોડતા વિદાય થયા. ઈટાલીનો સેનાની ત્યાં ને ત્યાં અધીરો ઉભો. એક કલાક પસાર થઈ ગયો, ત્યારે એક જણે ઉતાવળા સમાચાર આપ્યા.

" આંબાસેલટના ઘાટ પર એકસમ તરફનો ધસારો રોકનારી ટુકડીઓ પહોંચી ગઈ છે. "

" તો ઉપાડો. " એણે હાથીની શુંઢ જેવો હાથ ઉછાળી કહ્યું. ઈટાલીયન બ્યુગલો આગળ વધવાનાં ફરમાન ફુંકી રહ્યાં. ઈટાલીનાં ધાડાં આગળ વધ્યાં.

ઓકટોબરની છઠ્ઠી તારીખની સવારે આડોવા નગર ચોકખું દેખાયું.

" આ મેરીયમ શો આઈટુ " સેનાપતિ શાનટીની ઈટાલીની ટુકડીઓને એક વિકરાળ કરાડ બતાવતો બોલ્યો. ૧૮૯૬ માં આપણે હાર ખાધી ત્યારે, ડા–બારમોડાની આખી ટુકડી એ કરાડમાં દફનાઈ ગઈ છે. જમીનના પણ અંતરાય વિના ઉઘાડાં પડેલાં ઈટાલીનાં હાડપિંજર આપણા આજના વિજયથી જાગી ઉઠશે.

એક પણ બંદુકડી ફોડયા વિના ઈટાલીએ આડોવા સર કર્યું.

" આ આડોવામાં આપણા ૭ હજાર અમલદારો ૧૮૯૬ માં મરેલા પડયા હતા, આજે એ શાંત થયા હશે. " ઈટાલીયન સેનાની ભાષણ આપતો હતો.

" પણ હજુ આંબાસેભાટ બાકી છે........" એણે પૂરું

કરતા કહ્યું. "એકસમ લેતાં વાર નહિ લાગે કારણ કે ત્યાં ઇથોપીયાનો મોટો ધર્મ ગુરૂ વસે છે."

ઇટાલીયન ટુકડીઓ કીડીઓની હાર જેવી ચાર રસ્તેથી આંબા સેબાટ પર ચઢી. ચઢાવ પરના રસ્તા પર છૂટાં છવાયાં છમકલાં થયાં. ઉપરથી વિમાનોએ લોહીની છોળો ઉછાળતું લાખંડ વરસાવ્યું, સેંકડો ઇથોપીયનોનાં શરીરો છેદાયલાં પડ્યાં. પાંચસો ઇથોપીયનો કેદ પકડાયા, રાઈફલો, બંદુકો અને તોપો ઇટાલીને હાથ આવી.

આડોવા પર ઇટાલીનો વાવટો ઉડ્યો.

આડોવાના શબ પર ઇટાલીયન ગીધ વિજયની ચીચીયારી કરતું બેઠું.

આડોવામાં ઇટાલીના ડાધુઓએ ઉત્સવ પૂકાર્યો. ઇટાલીનાં પૂર્વઆફ્રિકાનાં સંસ્થાનોનો મુખી જનરલ, ડીબોનો ઓકટોબરના તેરમા દિવસે આડોવા પર ઉતર્યો અને ઉતરીને બોલ્યો. ઇથોપીયાના ખૂનના અક્ષરે લખાયલા, જગતભરની કચડાયલી પ્રજાઓનો ઘાતકી ઉપહાસ કરતા એના બોલ આડોવા પર ઉડ્યા.

"ટાઈગરના લોકો સાંભળો. તમે જાણો છો કે જ્યાં ઇટાલીનો વાવટો ઉડે છે ત્યાં સ્વતંત્રતા હોય છે, આજથી તમે અમારી સરકારના રક્ષણ નીચે છો. ઇટાલીયન સરકારના કાયદાની સામે થનાર કોઈ પણ સખત શિક્ષાને લાયક લેખાશે."

"પણ મકાલે!" ઇટાલીના સરદારો ખાનગી વાતચીત કરતા હતા.

"ગુકસા આગળ વધે છે, એની સાથે હજારોનું લશ્કર છે, એની સાથે વેડાજી અલી પણ છે."

" ગુકસા ! વોડાજુ અલી !........" સૌને ચિંતા પેઠી.

" પણ......ગુકસા.........! " એક જણ ઈંતેજારીથી જોઈ રહ્યો.

" હા, હા, એ ફૂટયો છે. જો વોડાજુ અલીને ઘાટ ચડાઈ જાય તો એ હજારો સાથે આપણને આવી મળે છે નહિ તો એના પંદરસો સાથે. "

ડીબોનોની આંખો ઉલ્લાસમાં ચમકી ઉઠી.

" છેલ્લી હદ ! "

" આડાગા એમસ " ડીબોનો બોલ્યો. વીનસીએ બધું ગોઠવ્યું છે, આપણે આગળ વધીએ અને આડાગા એમસ આવે એટલી વાર. " સૌ ફૂટેલા ગુકસાને મનમાં ને મનમાં વખાણી ઉઠયા.

" તો મકાલેના શા ભાર છે ? " મારા વિગનાને તાન ચઢયું.

" મકાલે પડેલું જ માની લેજો. " ડીબોનો બોલ્યો.

" આપણે અહિ કયાં સુધી ? "

ઓકટોબરનો આખર દિવસ, આજે ૧૫ મી થઇ. આજે સાંજના આબુના આવે છે, બે દિવસ પછી સેનાપતિ બેડો–ગલીઓ લેસોના સાથે પધારે છે. "

" આબુના આવે છે પણ એકસમ ! "

એકે શંકા કરી.

"એકસમ અને આચાર્ય આબુના જુદા નથી. આબુના સાથે એકસમ પડયું સમજો, આપણે ત્યાં હલ્લો લઈ જવાની જરૂર

નથી, આબુનાના દેવળમાં ભગવાન ઇસુના આશીર્વાદ અને આચાર્ય આબુનાનો આવકાર સાંભળવા જ જવાનું છે." મારા – વિગના ઉતાવળો બોલી ઉઠચો.

શોષણનો સાગરીત ધર્મનો વડો આબુના એના બધા ગોઠીયા સાથે આવી પહોંચ્યો ને ઇટાલીના મુડીવાદી મારાઓએ કરેલી હત્યાઓ પર પવિત્ર પાણી છાંટતો બોલ્યો, "અમે સમજીએ છીએ કે સુધારો હંમેશાં રોમ તરફથી આવ્યો છે, એ રોમને બધાં દેવળો અને ધર્મો વફાદાર છે. દુનિયાની પ્રજાઓ પર રાજ્ય કરવાનો ઇટાલીનો હક્ક તેના કાયદાના ન્યાય અને બળને લીધે દૈવી છે અને તેથી આધ્યાત્મિક છે."

એક્સમ પડયું. ઇથોપીયાના યાત્રાના ધામે મુડીવાદી મારા પર આધ્યાત્મિકતા છાંટી, ઇસુનાં વેચાઇ ગએલાં દેવળોએ ઇટાલીથી આવેલી ખૂનામરકીને ધર્મના નામમાં ખુલ્લી મૂકી.

ઓકટોબરના ૧૬ મા દિવસે નિમકહરામ ગુકસો ઇટાલીને મળી ગયો અને આડીગ્રાટના દેવળમાં ઇટાલીના રાજા તરફની વફાદારીના શપથ લેવા ગયો.

ઓકટોબરના અઢારમા દિવસે વડો સેનાની બેડોગલીઓ શાહી ઠાઠમાઠથી આડોવામાં આવ્યો.

ઓકટોબરના ૨૪ મા દિવસે એકલજાર પૂલવાળો ઇથોપીયાની વસ્તીની વેડનાં ખૂન પર બાંધેલો મોટો રસ્તો ઇટાલીનાં લશ્કરોને આગળ વધવા માટે મહાસેનાની બેડોગલીઓને હાથે ખુલ્લો મૂકાયો. ઓકટોબરની સતાવીશમી તારીખે માણસની ખોપરીઓવાળી કાળી ડગલીની ટુકડીઓએ કૂચ આરંભી. નવેંબરના ઉઘડતા દિવસોમાં પાછાં ઇટાલીનાં ધાડાં આગળ વધ્યાં.

" આડોવા લીધું, મકાલે પડયું." યુરોપનાં છાપાં એ સમાચાર છાપ્યા.

" રાષ્ટ્રસંઘ વિચાર ચલાવે છે." રાષ્ટ્રસંઘના નામમાં ફ્રેન્ચ અને અંગ્રેજ મુડીવાદી ઘૂવડોએ ઠાવકી ડોક નચવી કહ્યું.

" ગુકસાએ દગો દીધો, ઇથોપીયાનાં ગામડાં સળગે છે, ઇથોપીયાનાં નર નારીઓ વેઠમાં પકડાય છે, ઇથોપીયાનાં બાળકો વધેરાય છે............."

પાછા સમાચાર બોલ્યા.

" રાષ્ટ્રસંઘ સમિતિ નીમે છે." પાછો પેલો ડાકુ – રાષ્ટ્ર-સંઘ ગળામાંથી ઘૂરકયો.

ડાકુઓના રાષ્ટ્રસંઘના એ મુડીવાદી મોવડીઓએ લુંટની વિઘાતક યોજના ઘડી કાઢી, યુરોપના ભદ્ર લોકોના એ બન્ને સાથીદારો હોર અને લાવાલ ઇથોપીયાનાં અંગને કાપીકાપીને ન્યાયની તુલામાં મૂકવા માગતા હતા, દુનિયાએ મુડીવાદની ખૂની છરીને ચમકતી દેખી. ઇથોપીયા પર આગળ વધતાં ઇટાલીના મુડીવાદનાં ધાડાં વિકરાળ હસ્યાં. આખા ઇથોપીયાએ હાય નાખી, ઇથોપીયાનો શહેનશાહ આખો કંપી ઉઠયો.

આખા ટાઇગ્રિ પ્રાંતના એક છેડેથી બીજે છેડે સુધી ઇટાલીયન ચોકીઓ બેસી ગઈ. ઇટાલીનાં વિમાનોએ આકાશ છાઈ દીધું.

ઇથોપીયાના શહેનશાહે ડાકુઓના રાષ્ટ્રસંઘની આશા મૂકી દીધી. ઇથોપીયાનાં વતનીઓએ મરણને મહાલહું દીઠું.

" હવે હું જઈશ ?" ઇથોપીયાનો શહેનશાહ ઉઠતો હતો.

" કયાં ?"

" ડેસી ! "

" જાતે ? "

" હા ત્યાંથી મારા મુલુગેટા સાથે વ્હૂહ રચીશ, ત્યાંથી મારા એઇલુ, સેયુમ અને કાસાની ટુકડીઓને મરતી દેખીશ અને ત્યાંથી જ મારા લોહીનું છેલ્લું ટીપું..........."

ઈથોપીયાનો શહેનશાહ ઉઠ્યો. મરણ એને માર્ગ બતાવતું હતું. ઈટાલીની યંત્રસેના એના ઈથોપીયાનાં મજબુત બાવડાની મશ્કરી કરતી હતી.

" બાપા, બાપા " શહાઈ આડા હાથ દેતી દોડી આવી.

" લોહી રેડવાથી શું ? મરી ફિટવાથી શું ? " એની રાણી કંપી ઉઠી.

" લોહી રેડવાથી ? ઇથોપિયાની જમીનમાં આજે ઇથોપીયાનાં માથાં લોહી રેડશે ને માથાં વાવશે તો આપણી એ જમીનને આવતી કાલે યુરોપની મુડીવાદી ગુંડાશાહીનો નાશ કરનાર મરદો સાંપડશે. ન્યાય માટે રેડાયલાં લોહી મિથ્યા જતાં નથી... " શહેનશાહ જોઈ રહ્યો.

# ૧૮–રણુવગડાના રંગરાગ

રાસકાસાએ પડો વજાવ્યો. આખો આમહારા ઉપર તળે થયો. ટાના સરોવરનાં પાણી ખદબદી ઉઠ્યાં. એની આસપાસના ડુંગર હચમચ્યા, કરાડોએ ભયંકર પડઘા પાડ્યા.

“ તમારી જરૂર છે, તમારી જરૂર છે અને તમારી પણ જરૂર છે. ” ગોંડાર ગાજતું હતું. આમહારા ઉભરાતું હતું.

“ તમારી જરૂર છે, અને તમારી પણ જરૂર છે, રાસ-કાસાને તમારી જરૂર છે, ઇથોપીયાને તમારી જરૂર છે. ” આઠે પહોર અવાજ ઉઠ્યા.

આમહારાની આસપાસનાં ઇથોપીયન નરનારીઓ, ઉઠ્યાં, માતાઓ છાતીએ ધાવતાં બાળકો વછોડી દોડી, જુવાનોએ ખભાપર બંદુક ધરી દોટ દોધી રોજ ને રોજ ગોંડારમાં મરણીયાં મહાજનો ઉભરાતાં હતાં.

સ્ત્રીઓ આવી, પુરૂષો આવ્યા, છોકરાઓ આવ્યા, છોકરીઓ આવી, બાળકો પણ આવ્યાં, એક લાખને સાઠ હજારની સેના ગોંડારમાં રણ વગડાના ખેલ શીખી રહી, પહેલી વાર કવાયત

કરી રહી, યુદ્ધનાં ફરમાન ઝીલી રહી, ઝેરીગેસ ને બોંબની વાતો સાંભળી રહી.

" આજ સુધી મેં ઇથોપીયાના તોફાની ઘોડાઓને વશ કર્યા છે, આજે હું ઈટાલીથી ઉતરી પડેલાં વરૂઓનાં ટોળાં સાથે બાથ ભીડવા બહાર પડ્યો છું, તમે આવ્યાં તે ભલે આવ્યાં, સાથે તમારાં જુવાન છોકરા છોકરીઓને અને છાતીએ ધાવતાં બાળકોને લઈને આવ્યાં તે ઠીક થયું, મારી સાથેય મારા બે છોકરા છે......આપણાં છોકરાં સાથે હોય તો મરતાં મરતાં ઘર ન સાંભરે " રાસકાસા એક લાખ અને સાઠ હજારને મરી ફિટવાના પાઠ શીખવતો હતો.

ગોંડારથી એક લાખ અને સાઠ હજારની સેના ભયંકર જંગલોમાંથી, ઉંડી કરાડોમાં થઈ પથરાતી ચાલી.

ટાકાઝ પર લશ્કરો પથરાયાં. લેલીબેલા તરફ સેનાઓ કૂચ કરતી થઈ ગઈ.

અંધારી વનરાજીઓએ ઘોર શબ્દો સૂણાવ્યા, ઉંડી ઉંડી કરાડોએ અઘોર પડઘા પાડ્યા, દાતરડી જેવી ખડકોની હારમાળાઓ નમી નમીને દેખી રહી.

આગળ વધતી રાસકાસાની સેનાએ શાહીઘાટ પર ચોકીઓ નાખી, આંમ્બા આલાગીની શયતાનની દાંતી જેવી ઝૂકેલી પત્થરમાળ ઓળંગી.

" હવે દેખાઈ જવાશે, ઉપર ઈટાલીનાં ગીધ જેવાં વિમાનો આઠે પહોર પહેરો ભરે છે, રાતોરાત આગળ વધો દિવસે

આરામ લો " ટાઈગર પ્રાંતની દક્ષિણમાં પેસતાં રાસકાસાએ ફરમાન કાઢ્યું.

જાસુસો જોઈ જોઈને કંટાળ્યાં, વિમાનોની દુર્બિનોવાળી આંખ દેખી દેખીને થાકી, દિવસે ઘેરી ઝાડીઓની સોડમાં લપાતી ને રાતે અંધારી કૂચ કરતી રાસકાસાની સેના ટાઈગરની દક્ષિણે પથરાતી ચાલી.

" હું ટાકાઝ પર જાઉં છું. ઈસ્ટ્રીયાના પશ્ચિમના ખૂણા પર એ લોક આગળ વધશે તો ઓમ એગર પર તૂટી પડીશ." સંદેશો પહોંચ્યો.

" ભલે ભલે ત્યાં જ રહો." રાસકાસાએ કહાવ્યું.

" ગુકસા કાવતરૂં કરે છે." વોડાજુ અલીનો સંદેશો લઈ મકાલેથી વિમાન ઉડ્યું ને આડીસ અબાબા પહોંચ્યું.

" ના, ના, ન મનાય !" શહેનશાહે માથું હલાવ્યું.

" ન મનાય ! શું કામ ન મનાય, ઉત્તરનો એ મોટા મોટા વાળવાળો જાણીતો હેવાન છે તોય ન મનાય ! આખા ઇથોપીયામાં મોટામાં મોટો દારૂડીયો છે તોય ન મનાય ?..." વોડાજુએ બૂમ મારી.

પાછું મકાલેથી વિમાન ઉડ્યું ને રાસકાસા પર ખબર લાવ્યું.

" વીનસી બનાવી ગયો છે, ગુકસા પણ ગયો, સાથે યુદ્ધનો સામાન અને પંદરસોને લેતો ગયો છે."

" હેં !" કાસાની કેડપર જાણે કરવત પડ્યું. " તો મકાલે ઈટાલીના હાથમાં !" એની પથરાતી સેનાપર ઈટાલીનો પંજો પથરાતો એને દેખાયો.

"પણ સેયુમ !" રાસકાસાને ચિંતા પેઠી. જાણે એના માથામાં જવાબ વાગ્યો. "સેયુમે આડોવા છોડ્યું. આજે પંદર દિવસથી એનો પત્તો નથી, આડીસ અબાબામાં પણ ખબર નથી, પણ સેયુમ અડગ છે, ગુકસાનો કાકો થાય તેથી શું ? સેયુમ આવી લાગશે."

"સબૂર" એણે એકેએક મોરચા પર આગળ વધતી એની સેનાઓને અટકાવી. એણે શહેનશાહનો સંદેશો સાંભળવા કાન માંડ્યા.

"હું જાતે ડેસી આવું છું. ડેસીની આસપાસ આપણાં યુદ્ધ મંડાશે, મકાલેથી ડેસીનો રસ્તો સમાલો, મકાલેથી આડીસ અબાબાના શાહીઘાટ પર ચોકી બેસાડો. સાચવજો, મકાલે ગયું છે......"

"પણ સેયુમ ?" રાસકાસાએ ટેલીફોનના ભુંગળા પર કાન માંડ્યા.

"આપણા ટેલીફોન થોડા દિવસમાં જ નકામા પડશે, હું ડેસી પહોંચું પછી સંદેશાઓ લઈ જવા માથું જમીન પર મૂકીને ઉડનાર વિમાનીઓ જોઈશે."

"પણ સેયુમ !" પાછી રાસકાસાએ બૂમ પાડી.

"સેયુમ ! સેયુમનો પત્તો લાગ્યો છે. ગુરૂંગુરા નદીની આસપાસ......વિગત પછી, આડોવા પડ્યા પછી આડોવામાં કતલ ચાલે છે, એકસમના થોડાક શક પડતા પાદરીઓ પણ વિંધાઈ ગયા છે,......સેયુમ તમારી આગળ હશે......"

"એલાઉ........." પાછો ફોન વાગ્યો. 'રાસ મુલુગેટા એક મોટા લશ્કરની સરદારી લઈ કૂચ કરે છે."

"યુદ્ધમંત્રી પોતે?"

"હા, પોતે."

"અને એલાઉ" પાછો ટેલીફોન બોલ્યો. "એઈલુએ રંગ રાખ્યો છે ટાકાઝ માઈ (નદી)ના એક કિનારેથી બીજે એ એનાં માણસો સાથે કૂદે છે ને કિનારા પર ઈટાલીનું લોહી છાંટે છે, ઈમિરૂ પણ એને આવી મળ્યો છે. ટાકાઝ નદીને કિનારે કિનારેથી ઈરીટ્રીયા પર હલ્લો લઈ જવાની એની મુરાદ હતી પણ હવે મકાલે પડ્યા પછી એની એ યોજના ભાગી પડી છે, ડેસી અને મકાલેની વચમાં અને છેક છેડે ઓગાડેન પર આપણાં બળ એકઠાં કરવાં પડશે, તમારા તરફના સમાચાર?"

"વેરાન ટાઈગર વધારે વેરાન થાય છે, સીઆનોની સરદારી નીચે ટાઈગર પર વિમાનો ઉડે છે, ગામડાંઓ બળે છે, શાહીવ્રાટની આસપાસ પડતા બોંબ કેર વરતાવે છે, ચુંથાઈ જતાંની ચીસો સાંભળવા કાળજું કઠણ કરૂં છું.........એથી યુદ્ધમાં કપાઈ જવું સારૂં......"

"અને જુવો" પાછું એને યાદ આવ્યું.

"ઝેરી ગેસની ટેંકો ખડકાય છે. એમાંથી બચવા આપણી પાસે એકે સાધન નથી........પછી આપણો એકે ઉપાય રહેશે નહિ, આપણે જેમ જલદી ઝંપલાવીએ તેમ સારૂં."

"હું ડેસી આવું છું........પછી વાત." શહેનશાહનો ભારે અવાજ આવ્યો. રાસકાસાના હાથમાંથી ટેલીફોનનું ભૂંગળું છૂટી પડ્યું. એણે પડેલું ભૂંગળું ઝડપી લેતાં બૂમ મારી. "આપણો મોટો પગારદાર સ્વીસ ઈજનેર બીએટ્રી જેણે ડેસીથી આડીસ અબાબાનો રસ્તો બાંધ્યો છે તેય ગયો છે."

" ક્યાં ? "

" ત્યાં – ઈટાલીયનોને મળી ગયો છે. ડેસી પડશે તો ત્યાર પછી એ આખા રસ્તા પર બોંબ નાખવાનું ઈટાલીને સહેલું પડશે. ડેસીથી આડીસ અબાબાનો આખો નકશો એ દુશ્મનોને શિખવશે. "

" નવી આફ્ત......આપણે એ આખો રસ્તો......પણ પછી વાત.........સલામ. "

આડીસ અબાબાથી વાત કરનારે વાત પૂરી કરી.

## ૧૯–ધસતાં ધિંગાણાં

**મ**કાલે પડ્યું.

વોડાજુઅલી ધેવાના ઘાટપરથી નીકળી નાઠો.

નવેંબરની નવમી તારીખે વિજેતાઓ ઉત્સવ ઉજવતા હતા. ધર્માચાર્યો એમના ચાંદીના ક્રોસપર ઈટાલીયન સરદારનાં ચુંબન લેતા હતા. એન્ડાજેસસના કિલ્લા પર ઈટાલીનો વાવટો ઉડતો હતો.

ટાઈગર પ્રાંતપર ઈટાલીની ખૂની સેના આગળ વધતી હતી. સળગતી ખોપરીઓવાળી કાળી ડગલીઓની હારોની હાર મંડાઈ ગઈ હતી. મોટી મોટી લોરીઓની લંગાર અને ખચ્ચરોની હારોની હાર તોપખાનું ને દારૂગોળાના ઢગલા ઘસડતી હતી.

ત્રીસ હજારની ઈટાલીયન સેના ડોલોને રસ્તેથી આગળ વધતી હતી. ત્રીસ હજારનાં ચોકીદાર વિમાનો સમડીઓ જેવાં સૂસવતાં હતાં. જાસુસો સમાચાર લાવતા હતા, ઈજનેરો રસ્તા બાંધતા હતા.

પાછી વેઠ વકરી ઉઠી. પાછાં વતનીઓ પકડાયાં, પાછાં ગામનાં ગામમાં જ્વાલાઓ ઝળુકી, પાછી જુવાની ઝબ્બે થઈ, પાછા પરસેવા ભેગાં લોહી રેલાયાં, પાછા વિજેતાઓ સુધારાના નામમાં ડોલો ધાટ પર આગળ વધતા હતા. ચોમેર ચિતકાર ફેલાતો હતો. લોહીની છોળો ઉછાળતો અત્યાચાર આડો ને અવળો ફાલતો હતો.

"હજુય રાસકાસાના સમાચાર જ નહિ?" સેયુમ ઉતાવળો થતો હતો. "મારે આડીઆબી પહોંચવું જોઇશે."

"આવશે હવે આવી પહોંચતો હશે, એ ટેંબીયન તરફ જાય છે, એવા સમાચાર તો આવી ગયા છે." સેયુમનો સલાહકાર કોનોવાલોફ. બોલતો હતો, "તમારે પણ ત્યાં જ પહોંચવાનુંને! ટેંબીયનમાં."

"પણ મારે દક્ષિણમાં ઉપડી જવું જ જોઇએ, શાહી ફરમાન છે, ત્યાંની બાજી........." એણે ચિંતાથી જોયું.

"તો ઉપડી જાવ. હું છું........કાસાના આવ્યા પછી હું પાછળ આવું છું." કોનોવાલોફે રસ્તો કાઢ્યો. સેયુમ ઉપડી ગયો, "આવી મોટી અજગર જેવી સેનાને સેંકડો માઇલની મુસાફરી છૂપી રીતે કરાવવી અને રાતને દિવસ ગીધ જેવાં વિમાનોની દુર્બિન જેવી આંખોમાંથી ઉગારવી એ કેવું કપરું કામ છે!" કોનોવાલોફ વિચારી રહ્યો.

બીજે જ દિવસે રાસ મુલુગેટાની ટુકડીઓ ડેસી આવી, અને વોલોની આસપાસ પથરાવા લાગી.

બીજી બાજુ અંધારાના પડછાયા જેવો રોસકાસા ટાઇગરમાં એના પડછાયા પાથરી રહ્યો. બન્ને રાસો ટાઇગરમાં પેઠા.

નવેંમ્બરની ૧૮ મી તારીખે જાણે ઝાડના ઝુંડોમાંથી જનમતો હોય, જાણે કરાડોના ઉંડાણમાંથી ઉગી નીકળતો હોય તેમ રાસકાસા એની ટુકડીઓ સાથે એન્ટાલો નજીક ઉતરી પડ્યો. એન્ટાલો અને આમ્બાઆલાગીની વચમાં ગીરીમાળમાં એનાં લશ્કર ફરવા લાગ્યાં.

"મકાલેની જોડાજોડ આવ્યો છે" મકાલેમાં ઈટાલી સરકારને સમાચાર પહોંચ્યાં.

"કોણ? કાસા? ક્યાંથી ડબકી પડ્યો?" સૌની અજાયબીનો પાર રહ્યો નહિ.

મુસોલીનીના જમાઈ સીઆનોની સરદારી નીચે આકાશી લશ્કરે કૂચ કરી. વિમાનો ફફડ્યાં. ઓનટાલો અને આલાગી વચ્ચેના ડુંગરાઓ જાણે પાયામાંથી હાલી ઉઠ્યા. ઓન્ટાલો અને આલાગીની વચમાંની કરાડો કકળી ઉઠી, ઝાડો ઉખડી ઉખડીને પડ્યાં. ધૂળના ગોટા ઉછળ્યા.

ઇથોપીયાની તોપોએ તાક દીધી. ઇથોપીયનોની રીમા-ફૂલોમાંથી ગોળીઓ વછૂટી. વિમાનોમાંથી કોઈની પાંખ તૂટી, કોઇની આંખ તૂટી. જાણે લોખંડી ગીધડાં માણસ સાથે બાઝયાં હતાં.

"એ પડ્યું......" એકે આબાદ તાક લગાવી. સીઆ-નોનું વિમાન તરફડતું ઉતરતું હતું. ઝાડની ઘટાઓમાંથી એક મોટી કીકિઆરી ઉઠી. પણ વિમાન પાછું સીધું થયું ને મરતુ મરતું મકાલે તરફ વળ્યું. સીઆનો બચી ગયો. માંડ માંડ મકાલે પહોંચ્યો ને મુસોલીનીએ એના જમાઈને અભિનંદન મોકલ્યાં.

એન્ટાલોથી દૂર દૂર દક્ષિણમાં ટેંબીયન પ્રાંતના પાટનગર આબી આડી સુધી ઇથોપીયન સેના પથરાતી ચાલી.

"મકાલેને પાડું કે ઇરીટ્રીયાને હચમચાવું ?" સિત્તેર વરસનો મુલુગેટા ઉતાવળો થતો હતો. સેયુમની આંખો આગ વરસાવતી હતી.

"આપણા માથાપર આકાશી ફોજ છે......" રાસકાસાનો ચેતવણીનો અવાજ આવ્યો, આમણે ડેસીથી સદેશાની રાહ જોઇએ.

"ઉત્તર મોરચાપર ટેંબીયન પ્રાંત ઘણો અગત્યનો છે, મકાલે પર ચઢશો નહિ. ઇરીટ્રીયામાં ઉતરશો નહિં, છો ત્યાં રહો અને આગળ વધતા ઇટાલીને રોકી રાખો." ડેસીથી શાહી ફરમાન લઇ વિમાન ઉડતું હતું.

વિમાન ઉડયું. એના રસ્તામાં વાદળોના ગોટામાં છૂપાયલાં શિખરવાળા ઉંચા ઉંચા પહાડો આ આકાશી મહાસાગરનાં ન ચિરાય તેવાં ઘેરાંને ઘાડાં વાદળો હતાં, કયારેક કયારે આડાં આવતાં ઇટાલીનાં ઉડતાં વિમાનો પણ હતાં.

છેવટે સમાચાર આવ્યા. મુલુગેટાએ સાંભળ્યા.

"આક્રમણ કરશો નહિં, મકાલે પર ચઢશો નહિં, છો ત્યાં ચોટીને રહો, ઇટાલીયનોને મકાલેમાં ઘેરી રાખો, ઠેઠ આંમ્બા આરાડામ સુધી પહોંચી જાવ.'

"આંમ્બાઆરાડામ ! વૃદ્ધ મુલુગેટા જોઇ રહ્યો. એની આંખ સામે નવ હજાર ફીટ ઉંચા આરાડામનાં શિખરો દેખાતાં

હતાં. એણે પોતાની ટુકડીઓને આરાડામ તરફ કૂચ કરાવી. આંબ!આરાડામ એક મોટી આકાશી રંગભૂમિ જેવો ઉભો હતો. એના માથાપરથી ઉડતી શિખાઓ જેવાં અનેક શિખરો ડોકાતાં હતાં, એની તળેટીમાં વનરાજીઓ વિકરાળ હસતી હતી, એની ખાઇઓમાંથી ભૂરી નાઇલની શાખાઓનાં અને ટાકાઝ નદીનાં પાણી ચમકતાં હતાં, જાણે આખા પર્વત પર ઉડતા ખડકો ગોઠવ્યા હોય, જાણે આખા પર્વત પર ઉડતા ફૂવારા બંધાયા હોય, જાણે રણવગડાની રંગભૂમિ હોય તેવો આરા-ડામ મુલુગેટાને આવકારી રહ્યો. કીડીઓની હાર જેવી ઝીણી જણાતી મુલુગેટાની ટુકડીઓ આરાડામને આશરે ફરવા લાગી. એના લશ્કરનો સામાન કરાડોએ સાચવીને સંતાડી રાખ્યો, કિલકિલાટ કરતાં ઝરણાંએ એની સેનાને કંચન જેવાં પાણી પાયાં, અને ઘોડાને ખચ્ચરો તળેટીની લીલોતરી ધરાઈ ધરાઈને ખાવા લાગ્યાં.

“ તરસ છીપાવો, તરસ છીપાવો......” મુલુગેટા એની છત્રીસ હજારની સેનાને સમજાવતો હતો. સવારે, ને સંધ્યાએ અને પછી આખી રાત પચાસ પચાસની ટુકડીમાં જ પાણી પીવા જવાનું છે.”

છત્રીસ હજારની સેના આરાડામની ઉંચાઈ પર તોપો ગોઠવી રહી, આરાડામના પત્થરો પર હથિયાર ઘસી રહી, આરાડામના ગોઝારા રસ્તાઓની ઓળખ લઇ રહી.

પહેલ વહેલો સ્કુપલર એની રેડક્રોસ ટુકડી સાથે આરાડામમાં આવ્યો. બીજે દિવસે બ્રોફીલ્ડને દ્રીકે આવ્યા. ત્રણેએ આરાડામની ગુફાઓમાં ઘવાયલાંઓની માવજત ગોઠવવા માંડી.

એનડેસાના વતની આવ્યાં. સાથે રોટલાને માખણ લાવ્યાં, મીઠાં મીઠાં દુધને તીખા તીખા તેજ લાવ્યાં. ઉપર ઉડતાં વિમાનોની પરવા કર્યા વિના યુથોપીયાની માતાઓ, ને દિકરીઓ મોત સાથે મસ્તીએ ચઢેલા છત્રીસ હજારને સમ દઈ દઈને ખવાડી રહી. ડેસીથી ખચ્ચરો પર લાદી લાદીને શહેન-શાહે અનાજના ઢગલા મોકલ્યા.

" આરાડામ આવરી લેવાયો છે " મકાલેમાં માઠા સમાચાર પહોંચ્યા. મકાલેથી ઉડેલાં વિમાનો આરાડામપર પણ ઉડી રહ્યાં.

આરાડામપરથી તોપો ધમધમી ઉઠી પણ ખૂબ ઉંચે ઉડતાં વિમાનો પડયાં નહિં. આરાડામની ગોદમાં છૂટાં છવાયાં ઘવાવા લાગ્યાં, કોઈ કોઈ શરીર ચુંથાવા લાગ્યાં, અંગ ઉખડી પડવા લાગ્યાં, લોહી છંટાવા માંડયાં.

" કાળીયાંઓ પણ વ્યૂહ જાણે છે ?" ઈટાલીના સરદારો વિમાસતા હતા.

" અને કાળીયાંઓ પણ મરી જાણે છે " મારાવિગના હોઠ કરડતો હતો.

" ગોંડારથી ઉત્તર પૂર્વમાં વિકરેલા વાંદર જેવો એઈલુ ડાબાટ સુધી ચોંટયો છે, સેમ્નયન પર્વતમાં અને ટાકાઝનાં પાણી પર આઠેપહોર કૂદકારા મારે છે હોકારા દેતો ફરે છે."

"ત્યાં પણ આપણાં વિમાનો......" એકેડો ઉંચકી.

" એક સરખો બોંબમારો ચલાવે છે " બીજાએ પૂરું કર્યું.

"ડિસેંબરના ચોથા દિવસે વિમાનોની મોટી ફોજ વોલકીટ પર ઝઝુમી ઉઠી. એઇલુએ મદદ માગીને કહાવ્યું ઈમરૂને મોકલો નહિંતો ટકાશે નહિં.

ગોજ્જામથી ઈમરૂ ઉપડ્યો.

"ઈમરૂ આવે છે!" ઈટાલીને જાણ થઈ ગઈ ઈમરૂના રસ્તા પર નવાં વિમાનો ઉડ્યાં.

"હું ઉત્તર પૂર્વમાં આવું છું" ઈમરૂએ કહાવ્યું. એણે ઉત્તર–પશ્ચિમનો રસ્તો લીધો. એનો રસ્તો ખુંદતાં વિમાનોએ ઉછળી ઉછળીને બોંબ નાખ્યા. એ મરણ સામે હસતો ધોળા દિવસે આગળ વધતો હતો.

કાળી રાતનાં અંધારાં ઉતર્યાં. ઇમરૂએ એનાં માણસોને સમજાવ્યાં "રાતો રાત રસ્તો બદલો, આપણે ઉત્તર પૂર્વમાં જવાનું છે, પશ્ચિમમાં નહિ, આખી રાત કૂચ કરીએને સવાર પહેલાં છૂપાઈ જઈએ, વિમાનો આપણને પશ્ચિમમાં સોધશે."

બીજા દિવસની રાતે એઈલુ ઈમરૂને મળ્યો ને બોલ્યો, "આપણે પહોંચવાનું છે, નવેંબરની ૧૫ મી પહેલાં."

"ક્યાં?" એઈલુ જોઇ રહ્યો.

માઇટીમશેટના ઘાટપર, આડોવાને ગોંડારની વચમાં ટાકાઝને ઓળંગ્યા પછી ઈટાલીની સરહદ પર તૂટી પડીએ, એકાએક વિમાની દળને પણ ખબર નહિં પડે તેને મેં આડે રસ્તે વાળ્યું છે.

"સો માઇલ કેટલા દિવસ" એઈલુ હિસાબ ગણી રહ્યો.

"પાંચ દિવસ રોજ રાતે વીશ માઇલ."

ડિસેંબરના ૧૩ મા દિવસે એઇલુ ને ઇમરૂની ટુકડીઓ માઇ ટીમશેટની લગોલગ પહોંચી ગઈ. ડિસેંબરની ૧૫ મી સુધીમાં આખી સરહદ પર ઇમરૂને એઇલુ તૂટી પડયા. અવાજ આવે તે પહેલાં ઇટાલીનું લશ્કર ધવાઇને પડયું, શ્વાસ લે તે પહેલાં ઇટાલીની ટુકડીઓના પ્રાણ પરવારી ગયા.

"ઇડાગા શીખ તરફ એઇલુ અને ઇમરૂની બે હજારની ફોજ દોડીને સવાર થતાં તૂટી પડી."

"વિમાનો મોકલો" ઇડાગા શીખ આગળની ઇટાલી ટુકડીઓએ ચીસો નાખી. ઇટાલીએ મકાલેમાં અવાજ સાંભળ્યો. મકાલેથી વિમાનો ઉડયાં પણ આવે તે પહેલાં ઇડાગામાં શબ આળોટતાં પડયાં હતાં. એઇલુ અને ઇમરૂનું લશ્કર એકસમથી ત્રીસ માઇલ દૂર આવેલા એન્ડાસેલાસી તરફ નાસી જતા દુશ્મનોને વિંધતું દોડતું હતું.

આગળ નાસતા ઇટાલીયનો હતા. પાછળ ઇમિરૂને એઇલુ હતા. બન્ને એક બીજાની અડોઅડ દોડતા હતા, આગળ દૂશ્મનો હાથોહાથ હતા, ભાલાની તાક જેટલા દૂર હતા.

પહાડો પાછળથી વિમાનો નીકળ્યાં.

"બચાવો બચાવો" નાસનારા વિંધાઈ જતાં ચિતકાર કરી રહ્યા.

ડધાઈ ગએલાં વિમાનો જોઈ રહ્યાં. "બચાવે કેવી રીતે! એઇલુ અને ઇમરૂનાં માણસો પર ફેંકેલા બોંબ આપણાં માણસોને પણ પિંખી નાખે!"

સાંજ પડતાં સેલાકલાકા આવ્યું. રસ્તાની બન્ને બાજુએ બે મોટી કરાડો આવી. દોઢસો ઇટાલીયનો કરાડોમાં ગબડયા, સેંકડો ધવાઇ ધવાઇને પડયા.

" એકસમ દશ જ માઈલ દૂર છે. આપણે ઇટાલીને હાર આપી છે. એકવીશ તોપ, સેંકડો રાઇફલો, દારૂગોળો ને પોશાક મેળવ્યાં છે, આપણે રાતોરાત છૂપાઇ જઇએ " એઇલુ અને ઇમરૂ વિમાસતા હતા.

એક કલાકનો આરામ જાહેર થયો. અંધારામાં એઇલુ અને ઇમરૂની ટુકડીઓ આરામ કરી રહી, લોહી લૂછી રહી, ઘા બાંધી રહી બીજા કલાકે ખાણુખાઇ, એઇલુ અને ઇમરૂનું લશ્કર અંધારામાં અંધારી કરાડોમાં થઇ, અંધારી ઝાડીઓમાં થઈ ડુંગરોની ગોદમાં અદશ્ય થઇ ગયું.

## ૨૦—આકાશમાંથી ઝેર વરસે છે

"શાબાશ છે, આગળ વધો, આડીકવેલા સુધી" એઇલુને ઈમિરૂને શહેનશાહનાં અભિનંદન આવ્યાં. "આગળ વધો, આગળ વધે છે, રાસકાસાને સેયુમની ચાર હજારની ટુકડીઓ ટેંબીયનમાં આબીઆડી લેવા આગળ વધે છે" પાછા સમાચાર આવ્યા. એઇલુને ઈમિરૂનાં લોહી જોરથી ધબક્યાં. "જો એમ થાય તો ઇટાલીયનો ઘેરાઇ જાય." બંન્નેની આંખો ચમકી ઉઠી. બંન્નેએ પોતાની સેનાઓને આડિકવેલાની દિશામાં અંધારાના ઓછાયા નીચે રાતે રાતે આગળ વધવાનો હુકમ આપ્યો.

બંન્ને સેયુમને કબાડાની સરદારી નીચે આબી આડી લેવા આગળ વધતા ચાર હજારના લશ્કરના સમાચાર સાંભળીરહ્યા.

"આબી–આડી પડયું છે, સેંકડો રાઇફલો, દારૂગોળો, તોપો અને થોડીક ટેંકો હાથ આવ્યાં છે, આબી–આડી પડયું છે, દુશ્મનો નાસે છે, સેંકડો કપાઈ ગયા છે" આબીઆડિથી

ડિસેંબર સાતમીએ સમાચાર આવ્યા. એઇલુ અને ઇમિરૂનાં લશ્કરે ઉત્સવ ઉજવ્યો ને વિજયના કેફમાં આગળ વધવા માંડયું.

“ એન્ડાસેલાસી ને આખી આડી પડયાં, એકસમથી દશ માઇલિ દૂરનું સેલાકલેકા પડયું, હવે આડિકવેલા આવી જાય તો પછી ઇટાલીની વાત છે” ડેસીમાંથી બધું બારીકાઇથી જોતો ઇથોપીયાનો શહેનશાહ વ્યુહ રચતો હતો.

એકસમમાં બેઠેલાં ઇટાલીનાં લશ્કરો મુરખ બન્યાં. એક રાતને એક દિવસ પસાર થઇ ગયાં પણ સેલાકલેકાથી ચઢાઈ આવી નહિં. ।વમાનો ઉડચાં. ઉડતાં વિમાનોએ ધોળે દહાડે દીવા નાખી નાખી ને આડાં ને અવળાં દૂર્બિનો ગોઠવી ગોઠ-વીને જોયું, એઈલુને ઈમરૂ દેખાયા નહિં, એનાં આગળ વધતાં લશ્કરોની દિશા દેખાઈ નહિં.

“ એઈલુને ઈમરૂ......ગયા કયાં ?” મહાસેનાની બેડોગ-લીઓની ચિંતા વધી પડી. એણે ચારે દિશામાં જાસુસો દોડાવ્યા. વિમાન ઉડાડયાં. એને સંદેહ આવ્યો. “ આડિકવેલા તરફ ઉપડયા હોય તો ! તો તો ભારે પડી જાય...એઈલુ ને ઈમરૂ! એક કપિ ને બીજો ગોરીલો......આડિકવેલાને ચપટીમાં ચોળી નાખશે ..” એણે તાબડતોબ ખબર લાવવા નવાં વિમાનો ઉડાડયાં.

“ એ આડિકવેલા પરજ ગયો હશે. ત્યાંની સંખ્યા મરૂને એઈલુ કરતાં વધારે પણ તેથી શું ? એ લોકો મરણિયા છે, એમનાં બાવડાં જંગલી છે...એમની સામે તો વિમાનો ન હોય તો અને...” એની ચિંતા વધી પડી એની આંખ સામે ઝેરી ગેસ દેખાયો. એ બબડયો.

"આડોવા કે એકસમમાંથી મદદ મોકલાશે નહિં, જો અહીંથી ટુકડીઓ રવાના થાય તો તુટી પડવાની રાહ જોતો ઇમિરૂને એઈલુનો સરદાર સેલાકલેકામાંથી દશ માઇલની તરાપ મારે તો તો" બાજી હાથમાંથી જ જતી રહે...તો શું...?

"ગમે તે જોખમે આડિકવેલા ન પડે..." એ જોઈ રહ્યો "પણ એમાં જોખમ શાનું? ગમે ત્યારે પણ યંત્રો સામે એબિસીનીયાના માંસલ શરીરો તૂટી જ પડવાનાં છે, ગમે ત્યારે પણ...આપણે ઝેરીગેસ વાપરવા જ પડશે તો આજ કાં નહિં?" એણે નિશ્ચય કર્યો.

"પણ એ હજુય જડ્યા નહિં..." એણે એક ધવાયલા ગેંડા જેવો મોટો નિઃસાસો નાખ્યો.

"નામદાર, નામદાર...!" એના કાનમાં અવાજ જોરથી અથડાયો. નામદારના વિચાર તૂટ્યા, નામદાર ઝબકીને અક્કડ થઈ ગયા.

"એ શાવજ પર્વતોમાં પેઠા છે. એની પશ્ચિમે આડીઆ-બોના વેરાન ખડકો છે, એની પૂર્વમાં એકસમ ને આડોવા છે."

"અને નામદાર! નામદાર!" બીજો દોડતો આવ્યો. ટાકાઝની ખીણોમાં એનું અડધો અડધ લશ્કર આપણને અટકાવવા સંતાયલું પડ્યું છે. બીજા આઠ હજારના લશ્કરે આપણાં રસ્તાનાં મથકો લઈ લીધાં છે અને બીજા આઠ હજાર એઈલુ અને ઇમિરૂની સરદારી નીચે મારેબ નદી તરફ આગળ વધે છે, હવે મારેબ ઉતરી ગયા હશે, નામદાર!

"એ આડિકવેલા પહોંચે છે" નામદાર બેડોગલીઓ બરાડી ઉઠયા. એનો મુશળ જેવો હાથ ઉંચકાયો, એની અંગારા જેવી આંખો તગતગી ઉઠી. એનાં નસ્કોરામાં પણ ધમણ ચાલી એણે ગાંગરતા ગેંડાની જેમ જોરથી રાડ નાખી "એ આડીકવેલા ઉપર જાય છે" સાંભળનારા ને સમાચાર લાવનારા થરથરતા ઉભા.

"હરામખોરોના લશ્કરોમાં સ્ત્રીઓ ને બાળકો પણ હોય છે અને તોય જાણે ડુંગરા ઠેકતા આગળ વધે છે, રાતો રાત આગળ વધે છે...જો આપણી પાસે યંત્રો ન હોય તો...!" એ શ્વાસ લેવા અટકયો. "અડધા કલાકમાં મારૂં ફરમાન... વિમાની સેનાને તૈયાર થવા કહો" એણે જોરથી બરાડો નાખ્યો. એના મંત્રીઓ ફરમાન પહોંચાડવા ઉભા થઈ ગયા.

"ઉભા રહો" એણે જોરથી ગર્જના કરી. એ જોઈ રહ્યો. એ ખુરશી પર બેઠો. એણે એકને પાસે બોલાવ્યો ને ધીમેથી કહ્યું "બોંબથી નહિં ચાલે, પીરાઈટ (ઝેરીગેસ) ભરાવો, જલદી એકદમ જલદી..." સૌ સમજી ગયા.

એઈલુ ને ઈમરૂ આગળ વધતા હતા.

તા. ૨૧ મી ડીસેંબરની મધરાતે એઈલુ અને ઈમરૂના લશ્કર આડિકવાલાની અડોઅડ આવી ઉભાં.

"આરામ કરો, સવારમાં વહેલા આડિકવાલા પર ચઢવું પડશે" ઈમરૂએ ફરમાન કાઢયું. થાકેલાં લશ્કર સુતાં તેવાં ધસધસાટ ઉંઘ્યાં.

આડિકવેલાની તળેટીમાં રણનાદ ગાજ્યો, નોબતો ગગડી,

બ્યુગલો ફૂંકાયા. એઈલુ અને ઈમરૂએ તરવારો ખેંચી. આઠ હજારની સેના આડિકબેલા પર ચડી રહી.

તોપો ગગડી નહિં, બોંબો ફૂટયા નહિં, રાઈફલો તતડી નહિં ને તરવારો ચમકી નહિં આકાશમાંથી વિમાનો ઉતર્યાં.

૧૯૩૫ ના ડિસેંબરની ૨૧ મીના રવિવારે ભગવાન ઈસુનું નામ લઈ રોમથી આવેલા કહેવાતા સુધરેલાઓએ કહેવાતા નહિં સુધરેલાઓ પર ઝેરી ગેસ વરસાવ્યો.

ઇટાલીએ દૂનિયાના ઇતિહાસમાં પહેલીવાર ઝેરી ગેસ વરસાવ્યો.

રાષ્ટ્રસંઘે એને ૧૯૨૫ ની સાલમાં ગેરકાયદેસર કર્યો હતો. ગેરકાયદેસર થએલો ઝેરી ગેસ એઈલુ ને ઇમરૂનાં આઠ હજારનાં અંગ બાળી રહ્યો, ચહેરા ઉતરડી રહ્યો, આંખો ફોડી રહ્યો, શ્વાસ અટકાવી રહ્યો. મુડીવાદી સાધન સામગ્રી સામે જાત–મહેનત પર ઝૂઝનારાં આઠ હજાર, આંધળાં થઈને, અપંગ બનીને, ઉતરડાઈ જઇને, તરફડતાં પટકાઇ પટકાઇને પડયાં.

"જાવ, બીજી ટુકડી, ટાકાઝની ખીણો પર ઝેર વરસાવો ને એ બંન્નેની સંતાયલી આઠ હજારની ટુકડીઓને ટાકાઝની ખીણોમાંજ દફનાવી દો..."

"અને જાવ ત્રીજી ટુકડી..." બડોગલીયાને ખુનનું તાન ચઢયું હતું, એના માથામાં મુડીવાદ વિફરતો હતો, એની આંખોમાં સત્તાનો કેફ નાચતો હતો એની જીભપર નફાશાહીનો હડકવા હાલતો હતો. એણે ફરમાનો છોડયાં.

"મુલુગેટાનાં લશ્કરો પર આમ્બાઆરાડામ પર ઝેરી

ગેસ છોડો, એમની સારવાર કરવા આવેલા રેડક્રોસની છાવ-ણીઓ પર પણ ઝેરી ગેસ છોડો...જાવ ઝેરી ગેસ છોડો. ”

નવું વરસ બેસતું હતું. ડિસેંબર પૂરો થતો હતો, નાતાલના દિવસોમાં રોમથી આવેલા ખ્રિસ્તીઓએ ઇથોપીયા પર ઝેર વરસાવ્યાં. રોમથી બેડોગલીઓને અભિનંદન આપતા બે તાર આવ્યા એક મુડીવાદી ગુંડાશાહીના સરમુખત્યાર મુસાનો અને બીજો મુડીવાદની અંગત મિલ્કત પર પવિત્ર પાણી છાંટનાર પોપનો

## ૨૧–દક્ષિણમાં દફન

"**પશ્ચિમમાં** ડોલો પડ્યું, પૂર્વમાં ગરલોગુબી ગબડ્યું, પણ ગોરાહાઈ પડવાનું નથી, તમે ખાત્રી રાખજો" ગોરાહાઇમાં બેઠો બેઠો એફેવર્ક એનાં માણસોને ખાત્રી આપતો હતો.

"શી વાત!" સીમુએ માથું હલાવ્યું, "ગોરાહાઇ પર રોજ બોંબ પડે છે, મોગાલો ખખડી ઉડ્યું છે, વેબીશેબાલીના કિનારા ખોદાઈ ગયા છે, કટામા ને શેલાબોના કિલ્લા મુસ્તકહીલ સાથે જ ઝડપી લેવાયા છે, વધારે માણસો નહિ આવે તો......" સીમુ સમજાવી રહ્યો.

"વધારે માણસો નહિ આવે તો! વધારે ક્યાંથી આવે? આપણા સંદેશા રોજ ડેસી જાય છે, ને શહેનશાહ જવાબ આપે છે, 'ગમે તેમ ટકાવી રાખો,' આપણે ટકાવી રાખશું જ. સીમુ......ગોરાહાઇની આસપાસની ખાઇઓ ટકી શકે તેવી છે, એમાં પંદરસો સલામત છે, રોજ રોજ આઠ દશ માણસો બોંબ પડવાથી મરે તેથી શું થઇ ગયું?"

સીમુ જોઇ રહ્યો. એને એફેવર્ક અજબ લાગ્યો.

"જો સાંભળ." એફ્વર્ક આગળ ચલાવ્યું. બોંબ સ્પ્લીન-ટરમાંથી બનાવેલી છરીમાંથી મારા માણસોની સાથે હું ખાણું શું કામ ખાઉં છું? અને તેમાંથી જ બનાવેલી આ ટોપી શું કામ પહેરૂં છું? આપણાં માણસોને બોંબની બીક જતી રહે તેથી, એ બીશે નહિ ત્યાં સુધી મારી ઓરલીકોન ગરજતી રહેશે, એણે આજ સુધીમાં બે વિમાન પાડ્યાં ને બીજાં પાડશે અને જો આપણાં માણસ ડરશે નહિ તો હું મરવાનો નથી અને મરૂં તો, સીમુ......મારી ઓરલીકોનમાં ભરીને મને ફોડજે એ મારી છેલ્લી ઇચ્છા......" એફ્વર્કે મહાત કરે તેવી આંખો સીમુ પર સ્થાપી.

"તમારી હિંમત અજબ છે, તમે......" એ બબડ્યો.

"મારી હિંમત! અજબ નથી. સુધારાના નામમાં ખુલ્લે ખુલ્લા ખુનામરકી લાવવાનો ઇટાલીના મુડીવાદી મારાએ નિરધાર કર્યો ત્યારથી હું મરણીયો થયો છે — વિના મહેનતે."

"તને યાદ છે!" એફ્વર્કે આગળ ચલાવ્યું. "ત્યારે ઓકટોબરની ૪થી ને પાંચમીએ મુલ્લાના કિલ્લા પર મારી ઓરલીકોનની આસપાસ બોંબ પડ્યા તે! પછી ૧૧ મીએ પડ્યાં. ત્યારે આપણાં માણસો મરાયાં, ઘણાં ઘાયલ થયાં ત્યારથી આપણાં માણસોના મનમાં બોંબનો ભય પેઠો છે એ લોક મારૂં માનતા નથી."

"શું?" સીમુ સાંભળી રહ્યો.

"કે બોંબો માત્ર ભડભડતા ભપકા છે, એ ઇટાલીના ભસતા કુતરાઓ ભસે છે તેટલુંય કરડવાના નથી. આજે તો એમની

આંખોમાં બોંબ જ દેખાય છે ને વિમાનો ગમે તેટલે દૂર હોય તોય એમને માથા પર જ દેખાય છે."

"અને બીજી વાત પણ છે" સીમુ બોલ્યો.

"શી?"

"વિમાનો સામે લડવા માટે વિમાનો જોઈએ આપણી પાસે તે નથી, આપણી તોપો વિમાનોને પહોંચતી નથી. આપણા લોકોમાં એક જાતનો યુદ્ધ લઘુતાનો ખ્યાલ આવી ગયો છે, એમને ઇટાલીનાં યંત્રો દૈવી લાગે છે."

"તે પણ ખરૂં છે, આપણી આંખો સામે યંત્રોના ખેલ જ દેખાય છે, ફાટતા બોંબ, ઉડી જતી ધરતી, ઉછળતા ધૂળના ગોટા, ચુંથાઈ જતા ચહેરા, નીકળી પડતાં આંતરડાંને ફાટી જતી ખોપરીઓ, આપણી મર્દાનગી દાખવવાનો વારો જ નાહ, આવા રોજના દેખાવોમાં ટકવું અઘરૂં છે ખરૂં પણ......" એફેવર્ક ફિક્કું જોઈ રહ્યો.

"પણ શું?"

"આપણે ટકી જ રહેવું જોઇશે."

"મારાનાલેના બધા કુવા ગયા......" એક જણ હાંફતો આવ્યો.

"જા, સીમુ જા, ખબર લાવ, એ લોક આગળ તો નથી વધતા ને?" એફેવર્ક ઉભો થઈ ગયો.

ફીટારારી સામુ ચાલ્યો ગયો.

"ફરફર ઘાટ પર ઇટાલીની સેના આગળ વધે છે, આપણા સ્કાઉટો ખબર લાવ્યા છે."

સીમુ ખબર લાવ્યો.

"કેટલીક છે?"

"સોમાલીનાં છ લશ્કરો, બીજા ઇટાલીયનો, દોઢસો લોરીઓ, મોટી ચાર તોપો, નવ ટેંકો, અને વીશ લશ્કરી મોટરો, ફરફર ઘાટ પરથી આવે છે."

સીમુ આંખો ફાડતો બોલ્યો.

"હરારથી આવેલા પાંચસોને ગોરાહાઇ મેદાનની પૂર્વ બાજુમાં સંતાઈ રહેવા અને ઇટાલીની સેના ત્યાંથી આગળ વધે તો તૂટી પડવા કહો. એ બધા સાથે પાણી અને ખોરાક રાખે." એફેવર્કની આંખ આગળ વ્યુહ રચાઇ રહ્યો. એ બોલ્યો, "મારી ઓરલીકેનને તૈયાર રાખો, હું ત્યાં પહોચું છું. આપણાં માણસોને સાવધ બનવાના ખબર પહોંચાડો, હવે વિમાનોના હલ્લા શરૂ થઇ જશે."

નવેંબરના બીજા દિવસે ગોરાહાઇ પર વીશ વિમાનો ઉડયાં. વીશે વિમાનો શહેરની ચારે કોર કુંડાળામાં ઉડયાં. એકસોને પચાસ વાર પહેળાં કોતરો આખા ગોરાહાઇની આસપાસ ખોદાઇ રહ્યાં. વીશે વિમાનો ત્રણ ત્રણ વાર આવ્યાં ને બોંબના ઢગલા વરસાવી પાછાં ગયાં આખું ગોરાહાઇ ખંડેર બન્યું હતું. સ્ત્રીઓ, પુરૂષો ને બાળકોનાં અંગેઅંગ છૂટાં થઈ ગયાં હતાં. એકલો એફેવર્ક એની ઓરલીકોન પાસે બેઠો બેઠો ખોદાતી ધરતી ધણધણાવતો હતો.

ઓરલીકોનની પાસે જ એક બોંબ ફાટયો. ફાટેલા બોંબમાંથી એક છરી ઉડીને એફેવર્કની જમણી જાંઘને ચીરી નાખી.

એને રાતનો ઉજાગરો હતો. એના પેટમાં આગલા દિવસનો ખાડો હતો, પણ એની આંખમાં ઓરલીકોન બરાડતી હતી. એણે ફાટી ગએલી જાંઘને તાણી બાંધવાનો ઇસારો કર્યો. એણે ઓરલીકોનને ફરી ભરવાનો હુકમ આપ્યો.

"અહીં એક રેડક્રોસની છાવણી નથી, દાકતરી મદદ નથી, ડાવ્રાબુર પહોંચી જાવ." ફીટારારી સીમુ આવ્યો ને ચિંતાથી બોલ્યો.

"ડાવ્રાબુર પહોંચી જાઉં ? મારાં માણસો ફાટેલી ખોપરીઓ બાંધીને લડે છે, આંતરડાં ઝાલી રાખીને જીવે છે અને હું ડાવ્રાબુર મારી જાંઘ સંધાવવા જાઉં ? એને તાણી બાંધી છે મારાથી જવાશે નહિ, શહેનશાહ મારી જગા લેવા કોઇને મોકલે નહિ ત્યાં સુધી મારાથી જવાશે નહિ."

"મને એમાં ડહાપણ નથી લાગતું" સીમુ ઉતાવળો બોલ્યો.

"અને મને પણ, ઘણીવાર ડહાપણ કામમાં પણ નથી આવતું, આ એક ઘાથી હું મરીશ નહિ, તમે નસીબુને વાયર લેસથી મારી સ્થિતિની ખબર આપો, હરારથી કોઈ આવે ત્યાં સુધી હું મારી ઓરલીકોન પાસે પડયો છું."

સીમુ ચાલ્યો ગયો, એ વાયરલેસમાં ઉતાવળો બોલ્યો "એફેવર્ક ઘવાયા છે, મરે છે, એફેવર્કની જગા સાચવે તેવા કોઈની જરુર છે, એકદમ......"

"હું અહીંથી ખસી શકીશ નહિ, મારાથી પેટે પણ ચાલી શકાશે નહિ, અલીનુગ્ને અહિ ખાવાનું લઇ મોકલો." એફેવર્કે એની ઓરલીકોન પાસે શરીર ગોઠવી દીધું.

રાત પસાર થઇ ગઈ.

નવેંબરના ત્રીજા દિવસે ફરીવાર વીશ વિમાનો ગોરાહાઈ પર ઉડ્યાં. એફેવર્કે ઓરલીકોન ભરાવી.

નવેંબરના ચોથા દિવસે ફરી પાછાં વિમાનો આવ્યાં.

"મારાથી જોવાતું નથી." ઓરલીકોન પાસે અલીનુર આવ્યો.

"તારાથી? તેં શું ધાર્યું તું? આકાશમાં વિમાનોને બદલે પરીઓ દેખવીતી? બોંબને બદલે ફૂલના ગોટા જોવાતા? અલીનુર! તેં ઉલવાલ સાચવ્યું, તારા જોર પર મેં માથું અક્કડ રાખ્યું છે, તારાથી જોવાશે નહિ એમ બોલીશ નહિ, મારો ધા ફાટી જશે. તારાથી જોવાશે જ.........તારાથી શું નથી જોવાતું?" ધણધણતી ઓરલીકોન પર હાથ મૂકી એફેવર્ક જોઈ રહ્યો.

"ગોરાહાઈ આખું ધીખી ઉઠ્યું છે, ચારે પાસની ધરતી ફાટી ગઈ છે, લોકોએ નાસભાગ કરી મૂકી છે, આખું નગર પાયામાંથી હચમચી ગયું છે, ધૂળના ગોટાને ધુમાડાનાં વાદળો વિના બીજું કશું જ દેખાતું નથી."

"તારાથી એ બધું જોવાતું નથી?" એફેવર્ક બેઠો થઈ ગયો.

"ના, શરીરો ચુંથાઈ જાય છે, અંગો છેદાઈ જાય છે, મારાથી સ્ત્રીઓનાં શરીરો, બાળકોના ચિત્કાર...એ બધું...... જાણે ગોરાહાઇ પર ગેંડા ગબડે છે, જાણે વિમાનોમાંથી હાથીઓ તૂટી પડે છે, જાણે પર્વતો ફાટે છે, ને બધાં એક સાથે..."

"તારાથી એ નથી જોવાતું?"

એફેવર્ક વિકરાળ હસ્યો, "જોવાશે, જોવાશે અલીનુરથી ન જોવાય એ હું માનતો નથી, જા તારી જગા પર જા અને જો......" એફેવર્ક બૂમ મારી બોલ્યો "મારો તને છેલ્લો

હુકમ છે......તું કરીશ તે મારાથી જોવાશે નહિ" પાછી ઓરલીકોન ભરાઈ ગઈ ને ગરજી ઉઠી. એક મોટો કડાકો થયો ને જમણી બાજુ તૂટી પડી.

"આપણાથી ન ચસાય, ઓરલીકોન અહીં જ સારી છે." એફ્વર્ક બબડયો.

એક બીજો ધડાકો થયો ને એફ્વર્કનો એક હાથ છૂટ્ટો થઈ ગયો. એફ્વર્ક બેભાન બની એની ઓરલીકોન પર ગબડી પડયો. ઓરલીકોનના ભુંગળા પર એના મરતા હાથની બાથ બાઝી ગઈ. ઓરલીકોન એના મરતા સાથીને સોડમાં લઈ શાંત થઈ ગઇ. એફ્વર્ક ગયો. ઓરલીકોન ગઇ. ગોરાહાઇ જતું હતું.

રાત પડતી હતી. ઓરલીકોનની ગોદમાં એફ્વર્ક પડયો હતો, ગોરાહાઇ પડતું હતું.

પેટ્રોલનાં તેજવાળાં એરોપ્લેન ઉડતાં હતાં, નાનાં મોટાં તોપખાનાં ગોરાહાઈની ગરદન પર મંડાઇ ચૂક્યાં હતાં, હજારો બંદુકો ગોરાહાઇને તાકીને ઉભી હતી, દોઢસો લોરીઓ આવી પહોંચી હતી, મોટાં મોટાં ટ્રેકટરો ઘસડાતાં હતાં, ઈજનેરો આવતા હતા, ઈટાલીનાં લશ્કરોની પડઘમ વાગતી હતી. સમરાંગણથી ઘણે દૂર વિજયી ગ્રેઝીઆની દૂધ પીતો હતો.

દૂધણાં ઢોર ઢળી પડયાં હતાં, ગોરાહાઇની દુલારીઓ લોહીથી તરબોળ લથડી પડી હતી, છાતી પર દૂધ ધવાડતી દુઝણી માતાઓનાં લાડકાં દીકરાં છેદાઇ પડયાં હતાં, એમની દૂધ ઉભરાતી છાતીઓ લોહી નીગળતી હતી.

"આગળ વધો" સેનાની ગ્રેઝીઆની એના ગોઝારા ગળામાં દૂધ ઉતારતો ફરમાવતો હતો.

ઇટાલીની સેના આગળ વધતી હતી. ગોરાહાઇ પડતું હતું.

"નાસી જાવ, રાતોરાત ઉપડી જાવ" ઇથોપીયાની ઘવાયલી ટુકડીઓ મરેલાં સાથીદારોને છોડી નાસી છૂટતી હતી.

"એને ઉંચકો" અલીનુર છેવટની ફરજ બજાવતો બોલતો હતો. એના બોલ એના માથા પર ઘણુ મારતા હતા.

"એફેવર્ક ઉંચકાતો હતો. એનાં અંગ પર લોહી થીજેલાં હતાં, એની આંખો ફાટી ગઈ હતી, એના હોઠ જીવતી મક્કમતામાં બિડાયા હતા, એ ઉંચકાયો એનું શરીર એક લોરી પર ગોઠવાયું. એની ઓરલીકોન જાણે ચીસ પાડી ઉઠી.

એ લાડકવાયાના ગાલ પંપાળનાર કોઇ હતું નહિ.

એ એકલવાયાના હોઠ ચૂમનાર પણ કોઈ હતું નહિ.

એની કોઇ કવિતા બનાવનાર પણ હતું.

## ૨૨–નાસો બાપા નાસો

ગોરાહાઇમાં બીજા દિવસનો સુરજ તપતો હતો. રાતોરાત નીકળી ગયેલી ઈથોપીયાની ટુકડીઓ ગેબ્રીડીહારી તરફ ઉત્તરમાં દોડતી હતી, ઈટાલીનો સેનાની મેલેટી ફાફન નદી તરફ પાછળ પડ્યો હતો.

દોડતા ઇથોપીયનો સાસાબાનેહની આસપાસના કુવાઓ આગળ પાણી પીવાને આરામ લેવા અટક્યા. એમણે એમનાં ઘવાયલાં સાથીદારોને થાક ખાવાને શ્વાસ લેવા આનાલની પાસે સુવાડ્યાં હતાં. અગીઆર વાગ્યા હતા, ફાફન નદીની રેતીની પથારીઓ ધીખી ઉઠી હતી, દૂર દેખાતી મોટી મોટી ગીચ વાડો સૌને આરામ લેવા બોલાવતી હતી.

"મેલેટી! મેલેટી!" બે મોટી બૂમો પડી. કોઇએ બુમો પાડી. ઘવાયલાં બેઠાં થઈ ગયાં, સાજાંએ રાઇફલો ઝાલી. મેલેટી આનાલેની લગોલગ આવી પહોંચ્યો હતો.

"તમે જાવ, અમે જીવશું તોય કામ નહિં લાગીએ અમને છોડી જાવ." ઘવાયલાંઓની લોરીઓ પરથી છેવટની વિદાય

માગતા હાથ ઉંચકાયા, છેલ્લી નજર નાખતી આંખો કરૂણુ જોઇ રહી.

મરણુને જોતાં લોહી નીગળતાં શરીરો કંપતાં બેસી રહ્યાં.

"તમે જાવ, તમે જાવ..." પાછી કિકાયારી થઇ એક પળવાર ઘવાયલાંને સાજાં એક બીજા તરફ જોઇ રહ્યાં. બીજી પળે કાળજાં કઠણુ કરી પેલા વાડો તરફ દોડયા તોપો ધણુધણી ઉઠી. ઘવાયલાંની ગાડીઓ પર થઈને સુસવતા ગોળા વાડો તરફ ઉડયા. રેતીની ટેકરીઓ પરથી જમીનના ગોટા આકાશમાં ઉંચે સુધી પથરાયા, ડોંગાના કાંટાવાળા છોડ તતડી ઉઠયા, વાડની ઘટાઓમાં ધમસાણુ મચી રહ્યું.

"તમે કોણુ?" વાડો સળવળતી હતી ને બંદુકો ધરતી બોલતી હતી.

"અમે...અમે...!" ધરતી ધમધમી ઉઠી હતી, ધૂળના ગોટા વાડો પર પથરાતા હતા, "પણુ તમે કોણુ! અહીં ક્યાંથી?" વાડોમાં છૂપાઇ જતા એ છૂપાયલાંને ઓળખ્યા.

"ફીટોરારી ગોંગોલ...!" અંદર અંદર ઓળખીતા અવાજ આવ્યા.

"કેટલા છો?"

"પાંચસો."

"ક્યાંથી?"

"હરારથી નસીબુએ ગોંગોલની ટુકડીઓ મોકલી છે, એફેવર્કની મદદે..."

"એફેવર્ક મરાયો, ગોરાહાઈ પડયું...અને અમારી પાછળ ઇટાલીયનો પડયા છે. મેલેટી, મેલેટી."

“મેલેટી!” એક વાડ પાછળથી ગોંગોલનો અવાજ આવ્યો, એ એના પાંચસો ને ગોઠવતો હતો. “કેટલાક છે?”

“બે હજાર, અમારી પાછળ પડ્યા છે.”

“તમે કેટલા?” ગોંગોલ ઉભો થઈ ગયો.

“દોઢસો.”

“ઠીક, ઠીક લપાઈ જાવ, તૂટી પડજો.”

ગોંગોલ બધાને ગોઠવતો ઘૂમી રહ્યો.

“આ ઉભો.” એક ધૂમાડાનો ગોટો ખસી ગયો, ધૂળના પડ પાછળથી કોઈએ ગોંગોલને તાક્યો. ગોંગાલ પડ્યો. એ એના લોહીના ખાબડામાંથી એક પછી એક મોટી મોટી ચાર ટેંકો જોઈ રહ્યો.

બધી વાડો શાંત ઉભી હતી, બધા છોડવાઓ પથરાયલા ઉભા હતા, કોઈ સળવળતું ન હતું, શું થાય છે તે જોવા ગોંગોલે પરવારી જતા પ્રાણને પકડી રાખ્યા.

“પેલી રેતીની ટેકરી પરથી........” એક ઈટાલીયન અમલદારે વાડ પાસેની એક ટેકરી બતાવી. એક ટેંક ટેકરી તરફ ચાલી. ટેકરીથી દૂર સો વાર છેટે વાડોની હાર હતી. એ હારમાં વીશ ઇથોપીયનની રાઈફલો તકાઇને ઉભી હતી.

ટેકરી પર ચઢેલી ટેંકની આસપાસથી ઈટાલીયન સિપાઈઓ દેખી રહ્યા, કંઈ દેખાયું નહિ.

“વિંધી નાખો.” વાડોમાંથી એક ઝીણો અવાજ બોલ્યો.

વીશ ધડાકા થયા. ધૂમાડાના વીશ ગોટા વાડો ને ટેંકની

વચમાં પથરાતા ચઢવા લાગ્યા. ટેંકની આસપાસ વીશ જણ વિંધાઈ ને રેતીમાં આળોટતા થઈ ગયા.

પાછળ બીજી ટેંક જોરથી દોડતી આવતી હતી, ત્રીજી ટેંક તૈયાર ઉભી હતી. પાછા બીજી બાજુથી એક સામટા ત્રીસ અવાજ થયા, બન્ને ટેંકોની આસપાસ મરતાંની ચીસો સિવાય બીજું કશું જ સંભળાયું નહિ.

ચોથી ટેંક જમણી બાજુએ થોડે દૂર ફંટાઈ ને એ ટેંકનો ડ્રાઈવર સાંકળ છોડતો ઉભો. "ભૂખ" એક ધડાકો થયો. ટેંકનો ડ્રાઈવર સાંકળમાં વિટળાયલો વિંધાઇને પડયો.

મેલેટીનો હુકમ આવ્યો. પાછલી ટુકડીઓ સો વાર દૂર હટી ગઈ. મેલેટી એક હજાર વાર દૂર જઇને ઉભો. એણે સોમાલી લોકોની બે ટુકડીઓને ડાબે જમણેથી વાડોને ઘેરી લેવાનો હુકમ આપ્યો.

સોમાલી ટુકડીઓ ડાબેજમણે ગોઠવાઈને ઉભી. વચમાંથી તોપ તાકીને ઉભી હતી.

પાછી ડાબી જમણી વાડો સળવળી. અંદર અંદરની સંકેત ચાલ્યા. એક સાથે સેંકડો બંદુકો બરાડી ઉઠી. ગોઠવાઈ ને ઉભેલા સામાલીઓની ટુકડીઓ વિંધાઈ ગઈ. વિંધાઈ ગએલી ટુકડીઓએ નાસભાગ કરી મૂકી. જાણે વાડો ઉભી થઈ ગઇ ને દોડવા લાગી. નાસતા સોમાલીઓ ત્રણે તરફથી વિંધાયા.

પાછી એક મોટી બૂમરાણ થઈ. જાણે કાંટાવાળા છોડનાં ઝુંડ જેટલાં માણસ થઈ ગયાં ને દોડયાં. સોમાલીઓ નાસતા હતા, ઈટાલીયનો નાઠા, મેલેટી મુઠીઓવાળી નાઠો. ઈથોપીયનો નાસનારાની લોરીઓ, ટેંકો, અને રાઇફલો સંભાળતા હતા.

"બિચારા બીધા" ગોંગોલ નિરાંતે પડ્યો હતો. હવે મારાથી જીવાશે, મને હરાર લઈ જાવ."

ઈટાલીયનો ઓગાડેન તરફ નાસતા જતા હતા, ને સોમાલીઓ નાસતા જતા હતા, બધા બીધેલા, આંખો ફાડી ફાડીને બોલતા હતા, "નાસો બાપા નાસો, પાછળ નેગુસ પડ્યો છે, ગાંડોતૂર જેવો એક લાખનું લશ્કર લઈને."

"ક્યાં ક્યાં?" અંદર અંદર પૂછતા હતા, અને પાછળ હાથ લંબાવી આથમતા સુરજમાં દેખાતા વાડોના પડછાયાની લાંબી લાંબી લંગારો બતાવતા હતા ને હાંફતા દોડતા હતા.

નાસી છૂટેલી ઈટાલીની સેના બડાસેનાની ગ્રેઝીઆની પાસે પહોંચી. મેલેટી ફાસીસ્ટ મુજરો ભરતો બોલ્યો "નામદાર, છૂટ્યા ને બચ્યા."

"પણ નાઠા કેમ?" ગ્રેઝીઆનાની આંખો તતડી ઉઠી.

ફેફનના કિનારા પરની વાડો પાસે અમને નેગુસનો પોતાનો ભેટો થયો. એક લાખની સેના લઈને પડેલો, માંડ માંડ નાસી છૂટ્યા કેટલી બહાદૂરીથી"

"નેગુસ!" ગ્રેઝીઆનીએ પેટ પર હાથ ફેરવ્યો.

"હાજી, જાતે" સૌની આંખ સામે માઈલો સુધી પથરાયલી કાંટાની વાડો ડરાવતી પડછાયા જેવી ઉભી હતી.

## ૨૩—અવળા ઉપાય

**નવેંબરની** ૧૭ મીએ અનાલેથએ લોરી આવી એમાં પંદર ઘવાયલા હતા.

"અનાલેથી લોરી આવી, ગોંગોલ પણ આવ્યો છે જીવતો છે" હરાર આખામાં સમાચાર ફેલાયા. હરારના ફ્રેંચ દવાખાના તરફ ઘવાયલાંના ઘા જોવા લોકો દોડતા હતા.

પંદર જણના ઘા ધોવાને બાંધવા ફ્રેંચ સાધ્વી છોકરીઓ મચી પડી હતી. એક એક શરીરમાં આઠ આઠ ગોળીઓ પેસી ગઇ હતી.

"તે તમે આખા ને આખા ઇટાલીની તોપોમાં ઘૂસી ગએલા ?" ફ્રેંચ આયાઓ અજાયબીથી ઉભરાતી આંખોએ પૂછતી હતી.

"નેગુસ આવે છે" પાછી બીજી બૂમ પડી.

"કોણ નેગુસ! શહેનશાહ જાતે?" ગોંગોલે હાઠ ઠેરવી પૂછયું.

"હા, તમારા ઘા જોવા, હરારમાં આવે છે, પછી જીજીગા જશે. નસીબુ સાથે વાતો કરવા અને ડેસ્ટાને દેખવા."

નેગુસને આકાશમાંથી ઉતરતો દેખવા હરારનાં વતનીઓની ડોક ઉંચકાઈ રહી. શહેનશાહ આવ્યા. અનાલેના ઘાયલોને મળ્યા, ને મીશાને મૂકી ઉપડી ગયા. મીશા જબરો વિમાની હતો. એણે હરારનાં જુવાનોને ત્રણ દિવસમાં ઉડતાં કરવાની શાળા કાઢી.

જીજીગામાં બધા અમલદાર ભેગા થયા હતા. શહેનશાહનું વિમાન જીજીગા ઉતર્યું. નસીબુ સાથે વાતો કરીને વિમાન ડીરેડેવા તરફ ઉડી ગયું, ત્યાંથી પાછું પાટનગર પહોંચ્યું.

ઓગાડેનમાં નવું જોર આવ્યું. નેગુસને દક્ષિણ જીવતું દેખાયું. વેહીબ અને નસીબુ ડાઘાબૂરની આસપાસ ખાઈઓ ખોદાવી રહ્યા. આખું ઓગાડેન કામે વળગ્યું ગ્રેઝીઆનીને આવકારવાની તડામાર તૈયારીઓ ચાલી રહી. વેહીબુ અને નસીબુ ડાઘાબુરથી જીજીગાની ધરતી પર ચોકીઓ મૂકી રહ્યા.

પાછાં વિમાનો ઉડયાં, કળસીનાં વજનવાળા આઠ આઠ ફીટ લાંબા બોંબ નખાયા. જીજીગા ને ડાઘાબૂર પર ઝેરી ગેસ છંટાયા. થોડોક ચીસો પડી, થોડાક ઘાયલ થયા, થોડાંક શાંતિથી દફનાઇ ગયાં પણ ડાઘાબૂર ને જીજીગા હાલ્યું નહીં; ડાઘાબૂર ને જીજીગાની ખાઈઓ ખળભળી નહિં, જીજીગા ને ડાઘાબૂર ઈટાલીના બોંબ ખાતું ને ઝેર પીતું અડગ ઉભું હતું.

ત્યારે યુરોપના મુડીવાદી ખેલાડીઓ દાવ ખેલી રહ્યા હતા. લંડનથી સેમ્યુઅલ હોર અને પેરીસની પીએરી લાવાલ યુથો-પીયાનાં છેદાતાં અંગની હોડ બકતા હતા. ઇટાલીનો મુડીવાદી મારો એક હાથે દાવ ખેલતો હતો, બીજા હાથે યુથોપીયાનાં વતનીઓ પર બોંબ વરસાવતો હતો અને ઝેરી ગેસ રેલાવતો હતો.

અંગ્રેજ મુડીવાદી સરકારે એના બે ગોઠીયાને ડેસી મોકલ્યા એક બારટન અને બીજો ઓડાર્ડ. બંને આવ્યા ને શહેનશાહને બોલ્યા.

" અભિનંદન નામદાર " શહેનશાહ જોઈ રહ્યો બંનેની આંખોમાં બીલાડાં રમતાં હતાં.

" આપણે ઇટાલી સાથે કરાર કરીએ "

બંને નેગુસની સામે ઇથોપીયાનો નકશો ટેબલ પર પાથરી રહ્યા. મુડીવાદી જલ્લાદો મુખ મલકાવી દુનિયા આખીની શાંતિની વાતો કરવા લાગ્યા.

" પણ તમે કહેવા શું માગો છો ? " નેગુસ ઉતાવળો થયો.

" ઉત્તરમાં આખો ટાઈગર અને દક્ષિણમાં આખો ઓગાડેન ઇટાલીને આપી દેવા અને......"

" બસ, બસ......" શહેનશાહને રોષ ચઢ્યો. તમે તમારી નફાખોરીના દાવ ખેલો છો ને ઇથોપીયાને હોડમાં મૂકો છો ! મારા કિનારા પર તમારા મૂડીવાદી મગરો નીકળ્યા ત્યારના ઇથોપીયાને ગળતા આવ્યા છે, મારા હાથ પગ ગળાઈ ચૂક્યા

છે, હવે ઘડ બાકી છે તે પૂરૂં કરવું છે, એમને ?" શહેનશાહ ઉભો થઇ ગયો, એણે જાહેર જોગ નિવેદન બહાર પાડ્યું.

"અમે ફ્રાંકો–બ્રીટીશ દરખાસ્તોને સ્વીકારી શકતા નથી, એમાં અમારી કાયરતા છે, રાષ્ટ્રસંઘની નાદારી છે. એ દરખાસ્તો જે સિદ્ધાંતો પર રાષ્ટ્ર સંઘ ઉભો છે તેને છોડી દે છે, અને જે ઉદ્દેશ માટે રાષ્ટ્રસંઘે જીવવાનો દંભ કર્યો છે તેનો નિષેધ કરે છે, એ દરખાસ્તો ઇથોપીયા પર કુહાડી ઉગામી ઉભેલા જલ્લાદને ઇનામ અપાવવા માગે છે, અમારે એવી સલાહ નથી જોઇતી. અમારે હથિઆરો જોઇએ છે, દારૂગોળા જોઇએ. ઇટાલીના ઝેરી ગેસમાંથી જીવ બચાવવાનાં સાધન જોઇએ છે, લડાઇ ચલાવવા લોન જોઇએ છે."

યુરોપની મુડીવાડી સરકારોને ઘેર નાતાલના દિવસો હતા. ઇસુના મિથ્યા બલિદાનનો ભયંકર ઉપહાસ હોય તેમ યુરોપની મુડીવાદ સરકારો નાતાલ ઉજવતી હતી. બધાં નાતાલીયાં દીન દયાના નામમાં કોઇ વાર બોલતાં હતાં "બિચારૂં ઇથોપીયા !"

"હવે કંઇ કરવું પડશે, આખા ઓગાડાનનાં અંગે અંગ છૂટાં થાય છે. આગ વરસાવતા બોંબ ને ઝેરી ગેસ વધવા માંડ્યાં છે. સૈનિકોના પગાર અડધા કરી નાખવા પડ્યા છે" ઓગાડેન ઇલાકામાંથી સંદેશા આવતા હતા.

"ફિકર નહિં, જરાક નભાવો. ડેસ્ટા સીડામાંથી પચીસ હજારની સેના લઇ નીકળી ચૂક્યો છે. એ ડોલો તરફ જાય છે એની ખબર પડતાં ગ્રેઝીઆનીથી ઓગાડાન તરફ ધ્યાન નહિં દેવાય." ડેસીથી સમાચાર આવ્યા.

"પણ એ જ ખબર નથી પડતી, સીડામોથી ડેસ્ટા નીકળી ચૂકયો છે એ વાત ચોક્કસ છે અને ડોલો તરફ આગળ વધે છે. એ પણ ચોક્કસ છે, પણ એનો રસ્તો હજુ જડતો જ નથી સોમાલી જાસુસો પણ ખાલી હાથે પાછા આવે છે, અને વિમાનો પણ આકાશની હવા ખાઇને પાછાં આવે છે." દક્ષિણ તરફના મહાસેનાની ગ્રેઝીઆનીની ચિંતા વધતી જતી હતી.

"પણ જ્યુબા અને ઇમીની વચ્ચે સોમાલી લેન્ડની વચલી અને પૂર્વની સરહદો પર ખાઈઓ ખોદી રાખો. કાંટાના તાર બાંધી લો, રેતીના ભરેલા કોથળાના ઢગ ખડકાવો." ગ્રેઝીઆની પાણી પહેલાં પાળ બાંધી રહ્યો.

બધા છોડવા છે ત્યાં વેરાન બનાવો, આનાલે આગળ એ વાડો ને થોરના ઝુંડોએ જ આપણને દગો દીધો હતો. અને ચેટ તથા બીજાં બે મથકો આગળ સોમાલી લશ્કરો જમાવો, ઉત્તર તરફના બધા કુવાઓનો નાશ કરાવો" ગ્રેઝીઆની આવતા ધસારા સામે થવાની તડામાર તૈયારીઓ કરાવી રહ્યો.

"અને ડેસ્ટા!"

"પણ ડેસ્ટા?" સૌની ચિંતાનો એ એક વિષય ધીમે ધીમે આગળ વધતો હતો. એનાં પચીસ હજાર ગાલાઓ સીડામોના ટેકરા ચઢતા ઉતરતા અને કોફી પીતા પીતા ડોલો તરફ ધસી રહ્યા હતા. એમણે અરગાએલમ વટાવ્યું હતું. એ એક આખો પર્વત ચઢી ગયા હતા, ને કોફીના છોડથી ઉભરાતી વનરાજિઓ ઓળંગી આડોલાપર ઉતરી પડયા હતા, અને નેગેલી તરફ આગળ વધતા હતા.

નેગેલી આવ્યું. "હવે વિમાનો અવાજ સંભળાશે પણ આપણુને તે દેખાશે નહિ આપણે તેમને દેખાશું નહિં." ડેસ્ટાએ આગાહી કરી, "પણ આપણે નેગેલીથી દક્ષિણે માલ્કાગુબા થઇને રાતોરાત જવું પડશે."

"હું નેગેલીથી ઉપડુ છું" ડેસ્ટાએ શહેનશાહને સંદેશો કહાવ્યો, "કોઇ ખબરપત્રીઓને મોકલશો નહિં, રેડક્રોસવાળા-ઓની પણ જરૂર નથી, એ લોકો હશે તો અમે ઉઘાડા પડી જશું......"

દોડી જતા દિપડાની લંગાર જેવી એની સેના જાણે ઉડતી કૂચ કરી રહી, એની એક બાજુ ડાવાનાં પાણી શાંત પથરાતાં હતાં, બીજી બાજુ ડોરીયા કલકલ કરતી દોડતી હતી, બે નદીઓની વચ્ચેના મોટાં તાડનાં વન એનાં પચીસ હજાર પર છત્રીઓ ધરી રહ્યાં હતાં, ને રણનાદમાં નાચી રહ્યાં હતાં.

પર્વતોની ખીણોમાંથી, નદીઓની કરાડોમાંથી જંગલની ઝાડીઓમાંથી ગાતાં ફેનોસ નરનારીઓ આવ્યાં ને બોલ્યાં "અમને પણ સાથે લો......"

"તમને......?" ડેસ્ટા દેખી રહ્યો. એમની આંખોમાં સાપોલીયાં સરકતા હતાં, એમની અણિદાર દાઢીઓમાં આરપાર ઉતરી જવાની મક્કમતા ટાંપી રહી હતી. એમના આખા ચહેરા પરથી જંગલનાં સાહસનો રંગ ટપકી રહ્યો હતો.

"એ ફેનોસ લોક......" ડેસ્ટાની સેનાનો સરદાર ટાડામા આગળ આવ્યો.

"ભલે આવે, એ ઘોડાની ઝડપે દોડશે ને મરશે તોય મૂકશે નહિં" ટાડામા ફેનોસ નરનારીઓને આવકારી રહ્યો.

જાણે બે નદીઓની વચલા ઉપલાણમાંથી ત્રીજી સરિતા ફુટી જાણે એનાં ઘોડા પૂર ચઢતાં હતાં. રાસડેસ્ટાની સેના જોરશોરથી ધસમસતી ચાલી.

"ફીલ્ટુ આગળ મારા ડેરાતંબુઓ નાખો" ડેસ્ટાની સેના ડોલોથી થોડે દૂર ફીલ્ટુ આગળ પહેલો મોરચો મારી રહી.

"કેન્યાની સરહદ પર ડાવાપરમા તરફ જમણી બાજુએ. મોટો ભાગ પથરાઈ જાવ." ડેસ્ટા વ્યૂહ રચી રહ્યો, "બંને નદીઓ વચ્ચેનો પ્રદેશ હું જોઉં છું, મારી ડાબી બાજુએ તાડના ઝુંડોમાં ફીટારારી એની ટુકડીઓ ડોરીઆના કિનારા પર ગોઠવે, ડોલોથી ઉત્તરે લામા શીલીન્ડીનો મોરચો ડેડજાઝ સમાલે."

"ડોકટર હુપર આવ્યા છે, એમના કાફલા સાથે" કેનેડાથી પોતાનો રેડક્રોસનો કાફલો લઇ ડેસ્ટાની સેનાના ઘા બાંધવા ડો–હુપર આવી પહોંચ્યા હતા.

"મારે એમનું કોઈનું કામ નથી, એમને નેગેલી રાખો અને સ્વીડીશ રેડક્રોસને પણ તે તરફ જ ડોરીયાના કિનારે બેસવા દો."

નવેંબરના ૨૨ મા દિવસે શીલીન્ડી પર બાવીસ વિમાનો ઉડયાં. વિમાનોનો અવાજ આવતાં જ શીલીન્ડીનો કાફલો ઝાડીઓમાં ભરાઈ ગયો.

"પણ અહીજ છે, તોપો ચલાવો," ઇટાલીની તોપો ધમધમી ઉઠી. તાડના ઝુંડ તતડી ઉઠયાં. સંતાયલાંએ નદીને ઉપલાણે ઈરડોલી તરફ નાસવા માંડયું.

લામા શીલી-ન્ડી પર ઇટાલીયન વાવટો ઉડયો. શીલી-ન્ડી પર ઈટાલીના ચોકી પહેરા બેસી ગયા.

"પણ ડેસ્ટા?" ગ્રેઝીઆની હજુ ગુંચવાતો બેઠો. એને ડેસ્ટા દેખાયો નહિં.

"હુ શોધી કાઢીશ" નવો વિમાની સરદાર બરનારકોની ગ્રેઝીઆનીને હિંમત આપતો બોલતો હતો "હું જાતે ઉડું છું"

બરનારકોનીએ એની વિમાની ટુકડી તૈયાર કરીને ગ્રેઝીઆની પાસે પહોંચ્યો, "છેલ્લા સમાચાર?"

"સમાચાર ઘણી જાતના છે, વિમાનો કહે છે કે એ નેગેલીથી ડોલો તરફ ઉપડી ચૂકયો છે અને નદીઓના નીચલા ભાગમાં ગોઠવાય છે, સોમાલી જાસૂસો કંઇ જુદું જ બોલે છે."

સોમાલીઓ શું સમજે? મને વિમાનોમાં વિશ્વાસ છે, હું ઉડું છું." એ બોલ્યો ને ઉડયો.

ડિસેંબરના પાંચમા દિવસે સાત વિમાનો ડોલોથી ઉડયાં.

એ ઉતર્યો. એણે પંદરસો ફીટની ઉંચાઇએથી દુર્બિન માંડયું. એને કાંઇ દેખાયું નહિં. એ પાછો આવ્યો.

પાછો બીજા દિવસની સવારે એનાં સાત વિમાનો લઇને ઉડયો. ડોરીયા નદીના પશ્ચિમ કિનારા પરથી કેન્યાની સરહદ તરફ શિકાર શોધતી સાત સમડીઓ જેવાં એનાં વિમાનો સૂસવતાં ચાલ્યાં.

એણે જોખમ ખેડ્યું. એણે એનાં છ વિમાનોને આકાશમાં ઉંચે આઠ હજાર ફીટ પર થંભાવ્યાં. "હું એકલો ઉતરૂં છું." એણે સાદ દીધો એ ઉતર્યો. પંદરસો ફૂટને અંતરે લટકીને જોવા લાગ્યો.

એને નીચેના તાડનાં ઝાડો સળવળતાં લાગ્યાં, એનાં પર તાક માંડી બેઠેલા તોપચીઓને ધડાકો કરવાનું મન થયું.

"હજુ નીચે" એણે વિમાન નીચે ઉતાર્યું. એણે તાકી બેઠેલાઓની લાલચને લલચાવી મૂકી.

એ જમીનથી ત્રણસો ફીટની ઉંચાઈએ અદ્ધર લટક્યો.

નીચેની સંતાયલી રાઈફ્લો ટમટમી ઉઠી.

"પણ ડેસ્ટાનો હૂકમ નથી." એકે બીજાનો હાથ ઝાલ્યો.

"ડેસ્ટાને શી ખબર કે વિમાન આટલું નીચે ઉતરશે?" એકની બંદૂક લપકારા લઈ રહી. એ ફેનો હતો.

"પણ હુકમ?"

"ફોડ્યા વિના ન રહી શકાય તેટલો નીચે લટક્યો છે, હુકમ પછી" એણે ઘોડો દાબ્યો. અંધારા ઝુંડોમાં એક જ ઝબકારો થયો, ઘેરી વનરાજીઓએ ધૂમાડાનો એક ગોટો ફૂંક્યો. એકના સળવળતા હાથે તાકી દીધું. ડેસ્ટાના વ્યુહને એક જણે ફોડી નાખ્યો.

વિમાનની એક બાજુ આખી ધમધમી ઉઠી. પણ વિમાન પડ્યું નહિં. છંછેડાયલા ગીધ જેવું, ચક્કરો લેતું ચઢ્યું. પાછળ એકથી વધારે અવાજ થયા, એકથી વધારે ધડાકા થયા, એકથી

વધારે ઝબકારા થયા, ને એકથી વધારે ધૂમાડા ગોટાયા પણ વિમાન જેવું ને તેવું સલામત વિકરાળ ચિચીયારી કરતું ઉપર ચઢતું હતું.

"વીશ હજાર ઇટાલીયન સેનાને તૈયાર રાખો ફીલ્ટુથી નેગેલી સુધી ડેસ્ટા લંબાયો છે, અમે નેગેલી પર બોંબ વરવરસાવીએ છીએ" એક વિમાન ગ્રેઝીઆનીને સંદેશ દેવા ચાલ્યું ગયું, બીજા છ વિમાનો નેગેલીપર ચક્કર મારી રહ્યાં.

નેગેલીપર એક વિમાન ગબડયું. એના હાંકનારાનું હૃદય ડેસ્ટાએ વિંધી નાખ્યું હતું. બાકીનાં પાંચે નેગેલી પર ઘૂમવા માંડયું.

રોજ રોજ ઉગતા સુરજ સાથે ક્ષિતીજમાંથી પંદર પંદર વિમાનો ડાવા નદી પર ઉડવા લાગ્યાં. ડેસ્ટાનું લશ્કર લોહી લુહાણ બનવા લાગ્યું, ડેસ્ટાનાં ખોરાક લાદેલાં ખચ્ચરો ખખડી ખખડીને પડવા લાગ્યાં

બંન્ને નદીઓને વચ્ચે બેનાં રાજ મંડાયાં, એક ખાઇખાઇને પાણી પીવા ઉતરતાં ગીધનાં ટોળાંનાં અને બીજાં, ઇટાલીનાં વિમાનોનાં.

ડિસેંબરના બાવીસમા દિવસે ડેસ્ટા લમણે હાથ દઇ વિચારતો હતો. "દક્ષિણના દરવાજા દેવાઇ ગયા છે, કેસરીયાં, આંધળીયાં છે પણ એ જ ઉપાય છે." એણે ધસારો કર્યો. શીલીન્ડી પર ઉતાવળો ચઢયો. એના ધમકારે બાવરૂ બનેલું ઇટાલીનું લશ્કર ભાગ્યું. શીલીન્ડી ડેસ્ટાના હાથમાં પડયું. બીજા દિવસની સવારે શીલીન્ડી પર ઇટાલીયન વિમાનો ખખડી ઉઠયાં.

રેડક્રોસે ડીડાક્રાપર છાવણી નાખી. ચારે કોર રાતા ક્રોસ લટકાવ્યા. એક મોટો આઠ ફીટ ચોરસ માપનો રાતો ક્રોસ છાવણીના માથા પર મુડીવાદી હેવાનીયતને માણુસાઇના નામમાં ડારતો ઉભો હતો. શીલીન્ડીના આખા પ્રદેશપર લોહી છાંટતાં વિમાનો રાતાક્રોસોનો ઘાતકી ઉપહાસ કરતાં ખુનામરકી રેલાવતાં હતાં. રાતાક્રોસનાં નિશાનવાળાં કપડામાં લપેટાયલાં સ્વીડનને અમેરિકાનાં ગોરાં જુવાનો ને ઘરડાં સાધુ સાધ્વીઓ કાળાં યુથોપીયનોના લોહી ઉભકતા રાતા ઘા ધોતાં હતાં ને ભગવાન ઇસુના ઉપદેશ પ્રમાણે દીન-દયામાં મલકાતાં માવજતમાં મશગુલ મહાલતાં હતાં.

"કેવી શયતાનની રમત છે?" સાધુ પાસ્ટર વિચારતા હતા, એની આસપાસ નદીમાંથી તાજાં નાહેલાં ઉગતા સુરજમાં શરીર સૂકવતાં સ્વીડનનાં જુવાન છોકરા છોકરીઓ ભગવાનનો મહિમા સાંભળતા હતા. બાપુ પાસ્ટરની આંખો ખિતીજમાંથી ઉડી આવતાં વિમાનો પર ફરી રહી, એમના હાથમાંનું બાઇબલ સરકી ગયું. એ ભૂરી આંખો આકાશ પર સ્થાપતા બોલ્યા, "હવે તો આપણી છાવણીઓ ઉભરાવા લાગી છે, અને આપણે ત્યાં આવે છે તે તો હજારોમાંથી પાંચ દશ, એકેએક ગામમાં ચિત્કાર સંભળાય છે, એકેએક ઘર કકળી ઉઠ્યું છે, અને હવે તો આ ડિસેંબરના છેલ્લા દિવસોમાં ઇટાલીયનો જ્યાં ને ત્યાં ઝેરી ગેસ વરસાવે છે, બિચારાં ક્યાં સુધી ટકે?"

"આવાં યુદ્ધ અટકવાનાં જ નહિ?" લોલીટાથી પૂછી દેવાયું.

"ઇશ્વરને યુદ્ધ પસંદ નથી હોતું, ભગવાન આ યુદ્ધને અટકાવે એવી આપણે પ્રાર્થના કરવી જોઇએ." પાસ્ટરની આંખો શ્રદ્ધાથી કરગરી ઉઠી.

"ભગવાન પોતે યુદ્ધ કરાવે છે તે અટકાવે?"

"તું કુંવરની દિકરી આવું બોલે? સેતાન યુદ્ધ કરાવે છે, ભગવાન અટકાવે છે" પાસ્ટરના ઘરડા કપાળ પર કરચલીઓ પડી.

"યુદ્ધ થાય ત્યારે અટકાવવા આપણે શું કરવું? ઇથોપીયાએ શું કરવું? રાષ્ટ્રસંઘે શું કરવું?" લોલીટાના માથામાં સવાલો ફૂટ્યા.

"આપણે કોણ? એની ઇચ્છા જેમ સ્વર્ગમાં ચાલે છે તેમ પૃથ્વી પર" પાસ્ટરે સૂત્ર સંભળાવ્યું.

"તો સેતાનની ઇચ્છા?" લોલીટાની આંખો ચમકી ઉઠી.

"અને આ ઝેરીગેસથી ભરેલાં વિમાનો ભગવાનની ઇચ્છાથી ઉડે છે? બોંબ ફેંકતા ઇટાલીયનો ભગવાનની ઇચ્છાથી ફેંકે છે?"

"મુસોલીનીના માથામાં ભગવાનની ઇચ્છાઓ ભરેલી છે?" કુંવરની દિકરી ઉકળી ઉઠી.

"સમેટીલો, સમેટીલો તમારો રેડક્રોસ......" નદી પરની રેતીમાં ખાજીના તાડનાં ઝુંડમાંથી એક જણ કૂદી આવ્યો ને બૂમ પાડી બોલ્યો, "અમે નાસીએ છીએ, ડેસ્ટા નાસે છે. તમે નાસો નહીં તો......"

"પણ છે શું? અહીં રેડક્રોસ પર" પાસ્ટર કંપી ઉઠ્યો.

"રેડક્રોસ પર તમારાં લોહી છંટાશે, મરતાંને પડતાં મૂકો ને જીવતાં જીવી જાવ. ટગ પરનો રેડક્રોસ ને રેડક્રોસ વાળાનાં હાડકાં જડતાં નથી, બીચારાં મિસરથી આવ્યાં હતાં! ડાધાબુરમાં રેડક્રોસ પર પણ ઝેર વરસ્યાં સ્કોટસ ને ટોકીન્સ ઉભા ને ઉભા સળગી ગયા.

"એ અવળા ઉપાય છે" હુવરની દિકરીએ માથું ધૂણાવ્યું. "ધા ધોવાથી ઘા ધોવાશે નહિ કારણકે ઘા ઘણા છે." લોલીટાની આંખો ઉડી આવતાં વિમાન પર ઠરી રહી, એ બોલી રહી.

"અને ઘા જ ધોવાથી ઘા રૂઝાશે નહિ ઘાનાં મૂળને મારવાં જોઈશે."

"તમારાં જુવાનોનાં માથામાં......" પાસ્ટરે માથું ઉચક્યું. એના માથા પર એક વિમાન ધમધમતું આંટા દેતું હતું, "ચાલો. ચાલો છાવણીને ઓટલે બેસીએ, રેડક્રોસને આશરે બધાં ઉઠયાં. રેડક્રોસ છાવણીનો ઓટલો ચઢતાં પાછું પાસ્ટરે માથું ઉંચક્યું એના માથા પર કંઈ ઉતરતું હતું, એનાથી બૂમ પાડી દેવાઇ. એની બૂમ સાથે એક મોટો અવાજ થયો, લોલીટા ઉછળીને દૂર પડી હતી, પાસ્ટરનાં આંતરડાં બહાર નીકળી ગયાં હતાં. એણે આતરડાં ઝાલી બોલવા માંડયું "જુવાનો સાચાં છે, ઘાનાં મૂળ મરાવાં જોઇએ......"

"હું મરૂં છું" પાસેથી એક અવાજ આવ્યો. તાડનાં ઝાડ તૂટી તૂટીને પડતાં હતાં, દરદીઓ મરતાં હતાં, મરેલાંનાં માથાં બોંબના ધડાકામાં ઉછળતાં હતાં.

"મરો ત્યાં સુધી ટકો રહો" જાન્યુઆરીના ૧૩ મા દિવસે ડેસ્ટા છેલ્લું ફરમાન કાઢતો હતો. આઠ હજાર ઉપરથી વરસતા ઝેરને જોઈ રહ્યાં, બોંબને ઝીલી રહ્યાં, બાકીના નાસી છૂટતાં હતાં.

"બીજે દિવસે ડેસ્ટા ગણતરી કરતો હતો. ચાર હજાર મરણ પામ્યાં હતાં, એક હજાર ઝેરી ગેસથી સળગતાં પડ્યાં હતાં, ત્રણ હજાર મરણની રાહ જોતાં ઉભાં હતાં. આકાશમાંથી

રાતને દિવસ મરણુ વરસતું હતું. ઇટાલીયન લશ્કર આગળ વધતું હતું, ત્રણુ હજારનાં ત્રણુ દિવસથી ભૂખ્યાં પેટ વિંધાઇ જતાં હતાં.

"નાસી છૂટયા વિના છૂટકો નથી" ડેસ્ટા લથડતો બોલતો હતો.

જાન્યુઆરીના પંદરમાં દિવસે ડેસ્ટાનાં દોઢ હજારે જીવવાના વેગથી ભૂખ્યાં પેટે ને લોહીઆળ અંગે દોટ દીધી. પાછળ ચાર હજારની ઈટાલીયન સેના લશ્કરી મોટરો લઈ, ટેંકો લઈ, ને બંદુકો લઈ પડી. ઉપરથી વિમાનો બોંબ વરસાવી રહ્યાં. બે નદી વચ્ચેનો પ્રદેશ મરેલાંથી છવાઇ રહ્યો. તાડનાં ઝાડમાં શબ પથરાયાં.

ત્યારે યુરોપ નાતાલ ઉજવતું હતું, ઇટાલીના આદમીઓને રોમનું દેવળ ભગવાનના આશીર્વાદ લેવા ઘંટાનાદ કરી કરીને બોલાવતું હતું, જુવાની એક બીજાને બાથમાં ભરી નાચી ઉઠી હતી, ઈટાલીની નારીઓ બાળકોને બચીઓ કરતી ટહેલવા નીકળી હતી, ઇટાલીનાં બાળકો કલ્લોલ કરતાં હતાં.

# ૨૪–બેડોગલીઓ બોલ્યો

"**ભરતી** કરો જોર જુલમથી ભરતી કરો, આંખ-કાઢીને ભરતી કરો, સંગીનની અણિપર ભરતી કરો, કાળાં સામે કાળાં જ ભલાં, ગાલા લોકોને બોલાવો." ફૂટેલા ગુકસા પર બેડોગલીઓ આંખ ઠારીને બોલતો હતો.

"એ બધાં ઉપરાંત એક નામદાર" ગુકસાએ ગળું ખંખાર્યું.

"શું?"

"પૈસા...........અમારે ત્યાં અનાજ છે, પાણી છે, બાવડાંમાં જોર છે, થોડીક અક્કલ પણ છે, પણ પૈસા નથી, ડોલર ખખડાવીએ તો ઘણા ગાલાઓ ખરીદી શકાશે."

"તો એનાથી રૂડું શું, આપણે ત્યાં પૈસાની ખોટ નથી, ખરીદો, મકાલેથી જોઈએ તેટલા ડોલર મગાવી લો ને ખરીદો, ગાલા લોક મને બહુ ગમી ગયા છે, વિજળી જેવા, ચપળ ને ચબરાક, એમની ઘરવાળીઓ પણ એવી જ, એમની આંખો

વિજળી જેવી, એમના હાથ વિજળી જેવા, એમની ગતિ વિજળી જેવી," બેડોગલીઓની આંખમાં વિજળીઓ ઝબુકી ઉઠી, "બસ જલદી ખરીદો, તમારે ત્યાં પહેલાં ચાલતી તેવી ગુલામીમાં વેચવા માટે કયાં ખરીદવાં છે, આપણે તો લડાઈના મેદાન પર ઈટાલીની સરકારને ખાતર પોતાનો આપભોગ આપવા ખરીદવાં છે."

"જી, હા નામદાર." ગુકસાએ ગળામાં અવાજ ગટકાવ્યો, "પણ ભાવ?"

"ભાવ મનમાન્યા." ઈટાલીના મુડીવાદનો ગુંડો, ખૂના-મરકીના નામમાં મહોરોની થેલીઓ છૂટી મૂકી રહ્યો. ગુકસાના કાનમાં સોના મહોરો રણકી ઉઠી. પાછો બેડોગલીઓ બોલ્યો. "પુરૂષના પંદર ડોલરથી શરૂ કરો, સ્ત્રીનો ભાવ દશથી તે ઠેઠ પુરૂષનો ત્રીસ સુધી વધારો અને સ્ત્રીનો વીશ સુધી, હવે અમારે જલદી પતાવવું છે."

"જી, હા, નામદાર અને..........." ગુકસાનો અવાજ ડચકાયો.

"અને જે ગાલા આદમી મકાલે આવશે ને આપણી લશ્કરી નોકરી સ્વીકારશે તેને ઇથોપીયાના આપણા જીતાતા વિભાગો પર ફાવે તેમ લુંટવાની ચોરી કરવાની, ખૂન કરવાની અને સ્ત્રીઓ પર અત્યાચાર કરવાની છૂટ." બેડોગલીઓ લુચ્ચું હસ્યો, એનું ખંધું હાસ્ય બધા સુધારાઓની ઠેકડી કરી રહ્યો.

"હું એ જ કહેવા જતો હતો, નામદાર." ગુકસા ગળગળો થઈ ગયો.

" તો સંકોચાતાતા, શું કામ ! લડાઈમાં તો બધું ચાલે, નકોઈની ( no mans land ) ભૂમિ પર જે થાય તે કાયદેસર. આપણો અમલ સ્થપાય ને ઈટાલીનો કાયદો રાજ્ય કરે ત્યાં સુધી બધી છૂટ, સમજ્યા ! "

" જી, હાં, નામદાર. " ગુકસો સમજી ગયો.

" તમને ખબર છે ! " પાછો બોડોગલીઓ બરાડી ઉઠ્યો, " જીનીવાથી ખબર આવી ગયા, પેલા હરામખોરોએ સેંક્શન મૂક્યાં છે, ઈટાલીને વેપારી રીતે સપડાવવા માગે છે, પણ દિકરાઓ ભૂલી જાય છે કે જેવા એ તેવા અમે છીએ, યુરોપની મુડીવાદી પ્રજાઓએ એશિયાનાં કાચામાલનાં ખેતરો પડાવવાં જ જોઈએ અને ધીમે ધીમે એશિયામાં યુરોપનો સુધારો ફેલાવવો જોઈએ, ગળા સુધી ગરચી ગરચીને મારાહાળા શું બાવાઓ બની બેઠા છે, જાણે એમણે કોઈ કાળી પ્રજાઓ પર આક્રમણ જ ન કર્યાં હોય ? "

" જી, હાં નામદાર. " ગુકસો હા, ભણ્યો.

" તેથી હવે આપણે ઉતાવળ કરવી જોઈશે, ઝેરીગેસનો ઉપયોગ છૂટથી કરવો જોઈશે, તેલ બને એટલું ઓછું વાપરવું જોઈશે, યંત્રો વિના ન લડી શકે તેવા ઈટાલીયન સિપાઈઓને જ્યાં કાળા લશ્કરથી ચલાવી શકાય ત્યાં મોખરા પર નહિ ઉતારવા જોઈશે "

" જી, નામદાર. " ગુકસો માથું ધૂણાવી બોલ્યો.

" તફારી ડેસીથી હરારનો રસ્તો રોકી રહ્યો છે, ડેસીથી આડીસ અબાબ પર પહેરા ભરાવે છે, પેલો એનો બાર

વરસનો છોકરો પણ યુદ્ધમાં ઉતર્યો છે, અને એની દિકરી યુરોપનો હૃદયપલટો કરાવવા હાય નાખે છે, હં, હં........" બેડોગલીઓ જોરથી હસી પડ્યો, "કેવાં મુરખ! એક બાજુથી ગાલાઓને દોડાવીએ ને બીજી બાજુ બોંબ અને ઝેરીગેસ છૂટથી વરસાવીએ એટલે બધી રમત પૂરી, પેલાંઓનાં સેંક્શનોની રમત પણ પૂરી અને એની બિચારી શહાઇના અરજ ગુજારા પણ પૂરા, એને શી ખબર કે વ્યક્તિના હૃદય પલટા થાય છે, સમાજના કે વર્ગના નહિ, એમાં તો તંત્ર હોય છે, તંત્ર બદલાયા વિના હૃદય બદલાય નહિ, પણ એને બિચારીને શી ખબર કે દુનિયાના દરેક દેશમાં તરસથી મરતાં પાસે હૃદય-પલટાના નામમાં ઝાંઝવાનાં જળ ધરનારા મોટા મોટા મહાત્માઓ પડ્યા છે." બેડોગલીઓ સમાજની વિચારણા પર વિચાર ચલાવી રહ્યો.

"અને હવે તો એના બધા આરબ ઘોડેશ્વારો પણ ડેસી આવી ગયા છે." ગુકસો ખબર આપી રહ્યો.

"અને એ ઘોડા દોડાવવા હમણાં બે નવા રસ્તાઓ બંધાવવા માંડ્યા છે, એક કોરેમ સુધી અને બીજો લેબીબેલા સુધીનો. અને મીમોસાનાં ઝાડનાં ઝુંડોમાં એણે એની તોપો સંતાડી છે."

બોડોગલીઓ બોલ્યો. ગુકસાને એ સર્વજ્ઞ લાગ્યો.

"પછી ગોડારનું શું થયું નામદાર!" ગુકસાએ ડોક લંબાવી પૂછ્યું.

"ગોંડાર ગએલી વિમાનો ટુકડી મકાલે આવી પહોંચી

હશે: ગોંડારમાંથી કાસા બધા મરદોને ખાલી કરી ગયો છે, એટલે સ્ત્રીઓ અને બાળકો એકલાં બિચારાં બોંબનાં ભોગ બને છે પણ ત્યાંનાં ગામો પર સળગાવનારા બોંબ ખૂબ પડયા છે એટલે ગોંડારની આસપાસનાં ટુકુલો ( ઝુંપડાંઓ ) કેટલાએ દિવસથી રોશનીમાં ઝગઝગે છે અને ડોસાં ડગરાં, સ્ત્રીઓ અને બાળકોએ કિકીયારી કરતાં નાસભાગ કરી મૂકી છે. ”

## ૨૫—ડેસી, પર દાવાનળ દોડે છો

ડીસેંબરના છઠ્ઠા દિવસે ડેસી પર ૭ વિમાનો ઉડતાં હતાં.

"હવે ડેસી પર દાવાનળ દોડશે„ મીસોસા ઝાડનાં ઝુંડમાં બેસીને લખતા ઇથોપીયાના શહેનશાહે કલમ હેઠે મૂકી માથું ઉંચક્યું. એણે ડેસી પર અગ્નિનાં કુંડાળા રચતાં ૭ વિમાનોનાં ખખડતા સંચા કાન દઈને સાંભળ્યા. એ ઉઠ્યો. એણે બહાર નીકળી, એક નજર ઉંચે ઉડતાં વિમાનો પર નાખી, બીજી નજરમાં એનું ડેસી........ઇથોપીયાનું પાટનગર ખળભળી રહેલું દેખ્યું

"ડેસી સળગશે" એનો અવાજ કંપ્યો. એનાં ટુકુલ (ઝુંપડાં) પણ ખૂબ ખીચો ખીચ........" એકા એક એની જીભ ચોંટી ગઈ. એની આંખ સામે આગ ઉડી. એના દેખતાં ધુમાડાના ગોટા ઉંચે ચઢતા હતા.

મોટા કાન ફોડી નાખે તેવા અવાજે જમીનના પાયા હચમચાવી નાખ્યા, આકાશ આખું ભરી નાખ્યું. એ નિઃસહાય જોઈ રહયો.

ભડ ભડાટ કરતી જ્વાલાઓ ફાટતા બોંબમાંથી છૂટતી હતી. કડ કડ બોલતાં ટુકુલો સળગતાં ફૂટતાં હતાં, બૂમરાણ કરતાં બાળકો બીધેલાં દોડતાં હતાં, કાખમાં બચ્ચાં દબાવી માતાઓ દોટ દેતી હતી, જુવાનો થરથરતાં આકાશ સામે જોતાં હતાં, કોઈ ઝનુનમાં પગ પછાડતાં આકાશમાંથી વરસતા મરણને દેખવા બહાર આવતાં હતાં.

થોડી જ વારમાં રસ્તા રાતા થયા, રાતી પીળી જ્વાલાઓ ઝબૂકી, કાળા ભૂરા ધૂમાડા પર ઈટાલીનાં વિમાનો ઝુકી રહ્યાં. દરેક પળે કાન ફોડી નાખે એવા અવાજ દરેક કડાકે કાળજાં કંપાવે તેવો ચિતકાર, દરેક ચિતકારે પટકાઈ પડતાં જુવાન જોધ શરીરો, અને દરેક શરીરે લોહી ઉબકતા રાતા ચોળ ઘા જાણે મોં ફાડીને ન્યાય માગતા હતા.

" ન્યાય ?

જાણે જવાબમાં વધતા જતા ધડાકા, વધતો જતો અગ્નિ વધતી જતી કારમી કિકીઆરી વધતી જતી મરણની બૂમરાણ મુડીવાદી સમાજ રચનામાં ન્યાયનો ઉપહાસ કરી રહી હતી.

ટાઈમ્સના ખબર-પત્રીએ એક લોવેનથોલ અને બીજો હોમ્સ બંને ખાણું લેતા હતા, એમના ખાણાપર એક વિમાન ઉડયું. બંનેનાં જડબાં જાણે જકડાઇ ગયાં, બંને કૂદીને ઉભા થઈ ગયા ને નાઠા. એમની રકાબીઓ પર બોંબ પડયો. રકાબીઓના ભૂક્કા ઉડયા. ખુરસી ટેબલની રાખ ઉડી. વિમાનો પાછાં વળતાં હતાં, રાતા ક્રોસવાળાં ઘાયલોને શોધતાં ડેસીના રસ્તા પર રખડતાં હતાં. બળતાં ટુકુલો હોલવાતાં હતાં, નાઠેલા વતનીઓ પાછાં વળતા હતાં, બીધેલાં બાળકો મોટરોની સોડમાં લપાઇ શ્વાસ લેતાં હતાં. મરેલાંની ક્રિયાઓની મનાઇ હતી.

મરેલાંની પાછળ મોટેથી રડવાની મનાઈ હતી. ઇટાલીનો સુધારો શરૂ થયો હતો. બધું ચૂપચાપ સમેટાતું હતું. બધું શાંતિથી દફનાતું હતું. ઇથોપીયાનું જુનું પાટનગર ડાઘુઓના પડછાયા નીચે સૂનકાર સમસમતું હતું.

પાછાં પેલાં આવ્યાં. બીજા દિવસની સવારે સત્તર વિમાનો વધારે મોટા બોંબ લઇ દોડતાં હતાં.

પ્રતિનિધિઓને લોવેનથોલ અને હોમ્સની ગઈ કાલની મિન સાંભરી. બધા મુઠીઓ વાળી નાઠા અને રેડક્રોસની છાવણીઓમાં ભરાયા. ડેસીનાં ટુકુલોમાં ઇથોપીયાનાં જીવતાં માનવીઓ લપાઇને ઉભાં. સૌ સમજતાં હતાં. કોઇ બોલતું ન હતું. સૌ દેખતાં હતાં, કોઈ કંઈ કહેતું નહોતું. ડેસીના જીવનની છાતી પર ઈટાલીનો ઓથાર ઉતર્યો હતો. જીવન ઝબકયું હતું પણ વિચારતું અટકી ગયું હતું, લાગણીઓ જકડાઈ ગઈ હતી, પ્રાણ બહેર મારી ગયા હતા. ઇચ્છાઓ દબાઇ ગઈ હતી. જકડાયલા જીવન વેગની નીચે દબાયલી, છૂપાયલી, બીધેલી એક આશાનો નાજુક વેગ કંપતો હતો ને સૌના કાનમાં થરથરતો કહતો " કદાચ અહિં બોંબ નહિં પડે "

એડવેનટીસ્ટ પર આગ રેલાવનારા ચાલીસ બોંબ પડયા, ડેસીના દવાખાના પર પાંચ પડયા અને પચાસ ઘાયલો જપી ગયા. દવાખાનું ખંડેર બની સળગવા લાગ્યું. લેડી બારીને સ્થાપેલી સ્રીસંસ્થાનું મકાન મૂળમાંથી બેઠું. રેડક્રોસની છાવણી પણ ઝબૂકી ઉઠી. ડેસીનાં ઝૂપડાં ઝબકી ઉડયાં. એકે મકાન સલામત નહોતું, એકે જીવનને ઉગરવાની આશા ન હોતી. હાથમાં બંદુકો બરછીઓ લઈ, રાઈફલો ને પીસ્તોલો લઈ ટોળે ટોળાં બહાર નીકળ્યાં. બધાં મરણીયાં બન્યા હતાં પણ લડવાનું કંઈ હતું જ નહિં.

ઉપરના આકાશમાંથી છ થી આઠ ફીટ લાંબા બોંબ વરસતા હતા. માણુસનાં માથાં અને છૂટાં પડેલાં અંગ સાથે ખોદી કાઢેલી ધરતીના ઢગ આકાશમાં ઉછાળતાં હતાં, ઝુંપડાં સળગાવતાં હતાં, ધૂમાડાના ગોટા પાછળ ગોટા ઉઠતા હતા.

શહેનશાહની ટેકરી પર બોંબ પડયા. ટેકરી પર ગોઠવાયલી તોપ તડુકી ઉઠી. તડુકતી તોપ પર બોંબ બરાડયા. એક સ્ત્રી એના બે બાળકોને કાખમાં લઇને દોડી જતી હતી. બોંબ પડયો, બરાબર એના માથા પર, એના ને એનાં બચ્ચાંના રાઈ રાઈ જેટલા ટુકડા થઈ ગયા. આ વખત આંકડો મોટો આવ્યો એના જેવાં સેંકડો શબ સૂતાં હતાં, સેંકડો ઘવાયલાં પડયાં હતાં. જ્વાલાની હજારો જીભ લાંબી થઇને લપેટાતી હતી, લપકારા લઈ ચાટતી હતી. ચાટતી ત્યાં રાખ ઉડતી હતી.

છાતીઓ ધબકતી ને ફાટી જતી હતી, આંખો બહાવરી થઇને ઘેલી બની હતી. વિમાનો ગયાં હતાં પણ ફુટેકેલાં માથામાં હજુ ધડાકા સંભળાતા હતા, હજુ રાતી ભૂરી ને લીલા પીળા ભડકાર ઉડતા હતા, હજુ લોહી ઉડતાં હતાં, હજુ ચિત્કાર ચાલતો હતો.

વિમાનો જતાં રહ્યાં હતાં, પણ ફટકેલાં માથાં વિફરેલાં મટતાં ન હોતાં કોઇ કારમું હસ્યા કરતાં હતાં, કોઇ વિકરાળ ચીસો પાડયા કરતાં હતાં, કોઇ પોતાનાજ પડછાયાથી બીકનાં માર્યાં નાસતાં હતાં, કોઇ રાડ નાખી નાખીને રડયા કરતાં હતાં.

ઇટાલીનો મુડીવાદ આફ્રિકાના અંધારા પ્રદેશ પર પ્રકાશ પાથરતો હતો, આફ્રિકાનાં કહેવાતાં અણુસુધરેલાં, કહેવાતા સુધરેલા પ્રકાશમાં પાશવી પડછાયા દેખી પટકાઇ પડતાં હતાં.

“મારો, મારો......અને તુંયું···અને તુંય” એક જુવાનને ઉન્માદ ચઢવો હતો, એના હાથમાં લોહીથી ગળતું ખંજર હતું,

એ આંખો મીંચીને દોડતો હતો અને દોડતાં ખૂન રેડતો હતો." અને તુંય,...અને તુંય ઇટાલીયન છે, તુંય......તુંય......તુંય ઇટાલીયન......" એના રસ્તામાં જે જણાતું તે એને ઇટાલીયન દેખાતું એ ઉન્માદમાં ઉછળી ઉછળીને ભુમરાણ કરતો હતો, ખંજર વિંધતો હતો, ઘા કરતો હતો,......ખૂન રેલાવતો હતો."

શહેનશાહની તોપ વેરાનમાં બરાડી બરાડીને થાકી હતી. એણે હતાશ થઇ ડાકુઓની જમાત જેવા રાષ્ટ્રસંઘ પર પાછો તાર કરવા માંડ્યો. એણે તાર લખીને ડેસીની મુલાકાત લીધી. મરેલાંની ખાખ ભાળી, શબના ઢગલા દીઠા, ઘવાયલાનાં ઘા જોયા. એણે બચેલાં દવાખાનાં તપાસ્યાં. ઘવાયલાં યરોપીયનોને આડીસ અબાબાના દવાખાનામાં સારવાર માટે વિમાનમાં ખસેડ્યાં. એણે ગોંડાર તાર કર્યો "રોજ રોજ સવારમાં વસ્તીને ખાલી કરાવજો."

બીજે દિવસે એક વિમાન આવ્યું ને એકજ વસ્તુ નાખીને ચાલ્યું ગયું. એક મોટી કાચની કોઠી બરાબર ડેસીની વચમાં પડીને ફાટી. ફાટી અને ઉડેલા કાચ થોડાંક શરીરોમાં પેસી ગયા. અંદરથી પત્રિકાઓ નીકળીને ચારે કોર પથરાતી ઉડી. એમાં લખ્યું હતું.

"ઇટાલી ઘણું જીવો, ડ્યુસ ઘણું જીવો, ઇટાલીનો રાજા આબાદ રહો, અમારો રાષ્ટ્રધ્વજ ત્રિરંગી છે. એમાં રોમની સંસ્કૃતિ ઉડે છે. તમારા નેગુસને અમારાં અભિનંદન એને પૂછજો કે છેલ્લા બે દિવસથી એ એનાં ગલોફામાં જે બીસ્કીટો બચ-બચાવતો હતો તે પચી છે?"

૧૯૩૬ ની સાલનો પહેલો માસ ચાલતો હતો.

"તમે હવે ખૂબ નજીક ગયા છો, મકાલેમાં ઇટાલીનાં વિમાન

ભેગાં થાય છે, સળગતી ખોપરીઓ (black shirts) ખડકાય છે, તોપો ગોઠવાય છે, પાસે જશું તો ભટકાઇ પડશું, આપણા પર્વતોનાં રક્ષણમાં ભરાઈ રહો ને રાહ જુવો, આખરી ફેંસલો બહુ દૂર નથી" મકાલેથી વીશ કીલોમીટર દૂર દક્ષિણે ધસી આવેલા મુલુગેટાને શહેનશાહે કહેવડાવ્યું.

"તમે ટાંબીયન પ્રાંતમાં પડયા રહો. મકાલેથી સત્તર કીલોમીટરથી આગળ વધશો નહિ." રાસ કાસા અને સેયુમને સમાચાર પહોંચ્યા.

"એકસમથી પંદર કિલોમીટરથી વધારે નજીક તમે જશો નહિ." એઇલુ અને ઇમરૂ પર સંદેશ નીકળ્યો.

# ૨૬–વિજય–તાંડવ

"પણ આંબા આરાડામ અભેદ્ય કિલ્લો છે, ગોરા ઇટાલીયનો એના પર ચઢી શકશે નહિ" આરાડામમાંથી ચઢાઇ લઇ જવા મુલુગેટા ઉતાવળો થતો ગોખતો હતો.

"અને હવે વધારે વખત અહીં બેસી રહેવામાં મરદાનગી નથી" સેયુમ સસવળતો હતો.

એણે ઝંપલાવ્યું.

એણે વારીયુનો ઘાટ ઘેર્યો ને ઇટાલીના લશ્કરની કાપણી કરી નાખી. એની આંખોમાં વિજયનો કેફ ચઢ્યો. એણે આજ્ઞા આપી. "આગળ વધો."

"વધવા દો." બેડોગલીઓ હોઠ ચાવતો બોલ્યો.

"ઘેવા ને ગાબટ વચ્ચેની આપણી બધી ટુકડીઓને ખસેડી લો, એમને આગળ વધવા દો ને ભરાઇ પડવા દો, પછી વાત."

રાસકાસાને સેયુમનાં લશ્કરો આગળ વધતાં હતાં.

"આપણી સામે મોટું મહાસાગર જેવું વેરાન રણ પડ્યું છે." કાસા કહેતો હતો.

"આપણાં રણુ આપણને ભરખી જવાનાં નથી, આપણા ડેડજાઝ અને ફીટેરારી કૂચ કરશેજ, ટેમ્બીયનમાં એમણે ઓછાં સાહસો નથી ખેડયાં." સેયુમનો કેફ વધતો હતો.

એબાટો ઘાટ પડ્યો. ઇથોપીયાનાં વિજયી લશ્કરો હજુ આગળ વધતાં હતાં. પાછળ સેયુમ ઝનૂનથી દોડતો હતો. એણે ટેંબીયન ઇલાકાનો દક્ષિણ ભાગ લઈ લીધો. એણે ઈટાલીની તોપોને ટેંકો હાથ કર્યો.

"બસ બસ, હવે બસ કરો, એ લાલચ છે, હવે દક્ષિણમાં આગળ વધશો નહિ, ઉત્તરની સરહદ સાચવો." શહેનશાહે કાસદ દોડાવ્યા.

"પણ મકાલે! એમાં આપણું માન છે, ઇથોપીયાનું માન છે, શહેનશાહનું માન છે, હું મકાલે પર ચઢું છું." એ જકે ચઢ્યો.

"ચઢો, ચઢો," રાસકાસા આગળ વધતો, વેરોયુ ઘાટ સુધી આવી લાગ્યો હતો, મુલુગેટા એનાં માણસોને આમ્બા આરાડામ પર ગોઠવતો હતો. એણે પણ કહાવ્યું "ઝંપલાવો" જાન્યુઆરીની અધવચમાં સેયુમ આગળ વધતો હતો, મુલુગેટાએ પણ પર્વતની તળેટીમાંથી થોડીક ટુકડીઓને રાતનાં અંધારામાં આગળ વધવાના હુકમ આપ્યા.

"બસ બસ, એજ ઉત્તમ માર્ગ છે." બેડોગલીઓ ગુકસા સાથે મકાલેમાં બેઠો બેઠો મસલત ચલાવતો હતો, "કેટલાક ફૂટયા?"

"જોઇએ તેટલા, હજુ વધારે પૈસા વેરીએ તો વધારે ફૂટે પણ આટલા ઓછા નથી નામદાર! મુલુગેટાના લશ્કરમાં આપણા સો જાસુસો કામ કરે છે." ગુકસો બોલ્યો.

"એને ફૂલાવા દો, આગળ વધવા દો, માનવા દો કે એની કોઈને ખબર નથી, આપણી તોપો ગોઠવાવીએ, વિમાનોને તૈયાર રાખીએ અને એ મકાલેની લગોલગ આવી પહોંચે કે એના પર આપણા શોધક પ્રકાશોની રોશની માઈલો સુધી રેલાવી નાખીએ........"

બેડોગલીઓ ખભા ચઢાવી ઉઠ્યો. એની આંખો વિકસી, એ ખડખડાટ હસી પડ્યો.

"અને આગ્રેબુ ગાલા." એ હસતો અટકી ગયો એને એક નામ યાદ આવ્યું. એ એનાં માણસો સાથે પકડાઈ ગયો. એને અને એનાં માણસોને રાસકાસા પાસે ઉભાં કરવામાં આવ્યાં. બિચારા બધા આપણને વેચાઈ જવા માટે દરેકે ચાલીસ ફટકા ખાધા, એમના ચહેરાઓ ઉતરડાઈ ગયા છે, લોહી નીગળતા થયા છે."

"જીવતા આવ્યા?"

જીવતા પણ મરણતોલ આવ્યા છે, રાસકાસાએ એમને કહ્યું કે જાવ તમારા ઈટાલીયન શેઠો પાસે તમારા પગાર લઈ આવો અને પછી જીવતાં મરણનો અનુભવ કરો.

"હરામખોરને ખબર નથી કે એ પણ સેયુમ સાથે સપડાય છે, કેવો ધાતકી. એને રાષ્ટ્રસંઘની પણ નથી પડી, રાજકીય કેદીઓનાય કેવા હાલ કરે છે?"

"અરે, નામદાર, એ અને પેલો મુલુગેટા બંન્નેની તો વાત ન કરો." એ કહે છે કે રાષ્ટ્રસંઘ ડાકુઓની જમાત છે, એમને જહાન્નમમાં જવા દો."

"પણ હવે તો એણે જ જહાન્નમમાં જવા કૂદકે ને ભૂસકે આગળ વધવા માંડયું છે." બેડોગલીઓ દાંત કચકચાવી રહ્યો. "એક કામ કરીએ." એને એક નવી યોજના યાદ આવી.

"શી!" ગુકસો કાન માંડી બેઠો.

"તમારી પાસે હોય તે બધા નકશા મોકલો."

એ ઉતાવળો થયો.

"કયાંના?"

"આમ્બા આલાગીથી આન્ટોલા અને સોકોટાથી ફેનારોઆ."

"જી, સરકાર." કહી ગુકસો ફાસીસ્ટ સલામ ભરીને ઉભો થયો.

"આમ્બાઆલાગીથી આટોલા અને સોકોટાથી ફેનારોઆ, એ બંને ધાટો પરથી અનાજનાં લાદેલાં હજારો ખચ્ચરો રોજ વહ્યા જ કરે છે. એ ખચ્ચરોનાં હાડકાંની રજમાં અનાજનાં અણુઓ મિલાવી દઉં અને બંનેની રજકણોને ધુળ ભેગી કરી દઉં પછી એનાં ભૂખ્યાં લશ્કરોના પેટના ખાડામાં બોંબ ફોડું અને એમનાં ખાલી ફેફસાંમાં ઝેરી ગેસ ભરી દઉં, હરામખોરો ખો ભૂલી જાય" બેડોગલીઓ આગળ ભયંકર યોજનાઓ જન્મી ઉઠી, એનો આખો ચહેરો દાવાનળના દાવ ખેલી રહ્યો. એણે એક બૂમ મારી.

"જી. સરકાર" કરતા આઠ ઈટાલીયન સૈનિકો દોડતા આવ્યા.

"સીઆનોને મોકલો, હમણાં ન હમણાં."

આઠે જણ સાથે દોડ્યા.

બીજે જ દિવસે આમ્બાઆલાગીથી આન્ટાલો સુધીના ઘાટ પર ગીધડાં જેવાં વિમાનો ઉડ્યાં. સોકોટાથી ફેનારોઆનો ઘાટ ખચ્ચરોનાં સડતાં શરીરોથી બદબદી ઉઠ્યો.

"ટેમ્બીઅન પર આંખો મીચીને મારો ચલાવો, ભલે આખા પ્રાંતમાં એકે પ્રાણી જીવતું ન રહે, ઝેરીગેસ છૂટે હાથે વેરવા માંડો" ઈટાલીના મુડીવાદનો મારો મરણ વરસાવવા ઉદાર હાથ લંબાવતો બોલ્યો. ટેંબીયન પ્રાંત ગાલાલોકની એક મહાઘોર જેવો સળગી રહ્યો. આશાંગી સરોવરનાં પાણી પર લોહીની છારી વળી. કોરેમની આસપાસનાં ગામનાં ગામ રાખ બની રહ્યાં. વાલડીઆ ગામના રજ રજ જેટલા ટુકડા થઈ ગયા.

આંમ્બા આરાડામ પર ઝેરી ગેસની ઝડીઓ વરસી રહી, રાતને દિવસ એક સરખો તોપમારો ચાલ્યો, બેમાકળા બોંબ પડ્યા. આમ્બા આરાડામમાં દવ લાગ્યા, આમ્બા આરાડામનાં ઘાસ ઝેરી ગેસમાં લીલાંછમ સળગી ઉઠ્યાં, મુડીવાદના શોષણની રીતોને ન સમજનાર એવાં સસલાંને હરણો પટકી પટકીને તરફડતાં પડવાં, ભેખડોની અંદરના ઝેરી સાપ પણ ઝેરી ગેસમાં ફુંફાડા મારતા સળગી ઉઠ્યા. માણુસોને ધાનથી લાદેલાં ખચ્ચરો ખાઇઓમાં ઉભાં ઉભાં બફાઈ ગયાં.

ઈટાલીએ ગજબ કર્યો. જીવનનો એકેએક છેલ્લો શ્વાસ એના નામની હાય બોલી રહ્યો. જીવનની એકેએક છેલ્લી ચીસ ઈટાલીના ગુંડા મુડીવાદ પર શાપ વરસાવી રહી.

મુલુગેટાને સેયુમનાં લશ્કરો ઘેરાયલાં ઉભાં રાસકાસાનાં લશ્કરો પર મકાલે પરથી માઇલો સુધી રોશની રેલાવાતા શોધક પ્રકાશો નખાયા. પ્રકાશમાં ઉઘાડાં પડેલાં શરીરો પર તોપો તતડી ઉઠી.

ટેંબીયન પ્રાંત પર સાથીયાનાં નિશાન વાળી ઇટાલીના મુડીવાદની કૂમકૂમ પત્રિકાઓ ઉડી, પત્રિકાઓ બોલતી હતી.

"ટાઇગર ટેંબીયન અને ઇરીટ્રીયાના લોકો સાંભળો, યુદ્ધ આવે છે ત્યારે ફાયદા અને ગેરફાયદા બંને થાય છે. એમાં ઘણીવાર નિરદોષ વતનીઓને પણ રહેંસાઇ જવું પડે છે, પણ એમ થાય છે ત્યારે તમે એમ ન સમજશો કે દુનિયા પર સંસ્કૃતિ લાવવા માગતી ઇટાલીની સરકારને જરા પણ દુઃખ થતું નથી, અમને પણ દિલગીરી ઉપજે છે, ઇશ્વર કૃપાથી યુદ્ધનો અંત આવશે ત્યારે તમને જરૂર શાંતિ મળશે અને તમારાં ભાગીને ભૂક્કો થએલાં બધાં દેવળોને સરકાર સમરાવી આપશે." દુનિયાના કોઇ મુડીવાદે સંસ્કૃતિનો આવો સંહાર અને પછી આવો ઉપહાસ નહોતો કર્યો. દુનિયાના ગમે તેવા ગુંડા મુડીવાદે પણ માનવતાનું આવું ખૂન અને પછી આવી મરેલાંને મરતાંની આવી ઘાતકી ઠેકડી નહોતી કરી.

"ઇટાલીની સળગતી ખોપરીઓ તુટી પડી છે, આકાશમાંથી અગ્નિ વરસે છે, આપણાં અનાજ લાવવાનો છેલ્લો રસ્તો પણ જાય છે, આપણે આટલાં બધાં ખાશું શું?"

જાન્યુઅરીના ૨૦ મા દિવસે સસકાસા પાસે એક લોહી નીગળતો દોડતો કાસદ આવ્યો.

"ઇટાલીયનો કોની સરદારી નીચે છે!" કાસા માપ કાઢી રહ્યો.

"ડીઆમાનટી"

"જાવ, કહો કે ટકાવી રાખે, પાંચ હજાર તાબડતોબ મોકલું છું." રાસકાસાએ પાંચ હજારને દોડાવ્યાં.

પણ પાંચે હજારને ઇટાલીની બીજી ટુકડીઓએ પોરીયુ ઘાટ પર ભીડાવ્યાં. ઘાટ પર વધેરાતાં પાંચ હજારને બચાવવા કાસાના ગોંડારીઓ તૂટી પડ્યા. ઘાટ પર મડદાનાં ઢગલા ખડકાયા. ઘાટ લોહી વહેવા લાગ્યો. એક કલાકમાં અઢાર અઢાર ટેકરીઓ પરથી ઇથોપીયાની સેનાએ હોકરો દીધો. ઉપરથી વિમાનો સૂસવ્યાં. પાછળથી તોપો તડૂકી. જાણે ચારે કોરથી જ્વાલાઓનો ઝંઝાવાત ફાટ્યો, જાણે ધુળને બદલે ધુમાડાના ગોટા ઉડ્યા. ટેકરીઓ પરથી ટોળે ટોળાં ઉડ્યાં, મરેલાં ને ઘવાયલાં. નીચે ઉભેલી ઇટાલીની ટુકડીઓ અંધારામાં જીવન મરણનો ભેદ જાણ્યા વિના ઘવાયલાં ને મરેલાં બધામાં તરવારની અણિઓ સરકાવી રહી.

પર્વત ડોલતો નહોતો, એનાં શિખર પર મરેલાંની જગા લેવા ને મરણ સાથે મસ્તી ખેલવા ઉભરાઈ ઉઠતાં ઇથોપીયન શરીરો ડોલતાં હતાં. પર્વત ચિતકારતો નહોતો, એના પરથી પટકાઈ પડતાં, મરતાં શરીરો ચીચીયારી કરતાં હતાં, પર્વત ઘવાયો નહોતો, એના પર પથરાઈ ગએલું ઇથોપીયાનું શરીર ઘવાઈને પર્વતના એકેએક અંગ પર રાતી છોળો ઉછાળતું હતું, પર્વત ઘેલો નહોતો બન્યો, ઇથોપીયાની જાત મહેનત લુંટવા આવેલાં મુડીવાદી યંત્રો સાફ્સે ઝનૂને ચઢેલું ને મરણના

ઉન્માદે ઉછળતું યુથોધીયાનું શરીર ગાંડુ તુર બનીને મરણુની મોજ માણુતું હતું.

મરણીયા જીવતા હતા, કેસરીયાં કરનારા તોપોનાં મોઢામાં દેહના ડૂચા દેતા હતા. ઇટાલીની રાઇફલો ધીમે ધીમે બંધ પડી હતી, ઉપરનાં વિમાનો ખાલી થઇ ગયાં હતાં, બરાડતી તોપો દેવાઇ ગઇ હતી. ઈટાલીની એંશી ટુકડી રણમાં પડી હતી. ઈટાલીની સળગતી ખોપરીઓ મકાલે તરફ મડીઓ વાળીને નાસતી હતી. ઈથોપીયાને ખૂબ મોંઘી જીત સાંપડતી હતી, ઈટાલીનો એક કાણો કર્નલ ઈટાલીની છેલ્લી બરાડતી તોપને ભરી રહ્યો હતો.

પાછળથી તોપમાંથી ફાટયાં હોય તેવાં ઇથોપીયાનાં શરીરો એ તરાપ દીધી, છેલ્લી તોપ દેવાઇ ગઈ, તોપચીઓ રગદોળાઇ ને પડયા. ઇટાલીનો એક આંખ વાળો કર્નલ તોપની નીચે ભરાઇ ગયો.

એને ભરાયલાને કાઢવાની કોઈ ને નવરાશ નહોતી. ગોંડારી ક્યારના પહોંચી ગયા હતા, બીજા પણુ દોટ દેતા હતા. રણમાં પડેલા ઈટાલીના સૈનિકોનાં હથિયાર ઉતરાતાં હતાં, રીવોલ્વરો ઝડપાતી હતી, મરેલાંનાં ગજવાં લુટાતાં હતાં.

"લીલી......લી......લી......" ઈથોપીયાનાં સૈનિકો ઈટાલીનાં સાતસો મરેલાં શરીરોના શરીર પરનો સામાન જપ્ત કરતા આનંદની કિકીયારીઓ કરતા હતા.

ઇટાલીની તોપો કબજે થતી હતી હતી, ઈટાલીના મોરચાઓ ખેંચી કઢાતા હતા. વિજય પછી ઇટાલીના ભાગેલા સામાનની તાપણીઓ સળગતી હતી.

ઇથોપીયાનાં વિજયી નરનારીઓ એક પળ વાર સાથીદારોનાં શબને ભૂલી તાપણીઓની આસપાસ વિજયનાં તાંડવ ખેલી રહ્યાં. માટીડાઓનાં માથાં મસ્ત ડોલી રહ્યાં, ઇથોપીયાની નારીની છાતીઓ દુધ દીપાવનારાં જીવતાં ને મરેલાં જુવાનોને યાદ કરી મગરૂર ઉછળી ઉઠી.

"ડેબ્બરા ડેબોન, ડોન ડોન......"

ઇથોપીયાનું વિજય તાંડવ મકાલે પર સંતાઇ બેઠેલા ઇટાલીના મુડીવાદના ગોઠીયાઓને કંપાવી રહ્યું.

## ૨૭–ત્યાંજ–તારી પડખે સુવા

**કાસા** ને સેયુમ હરખાતા હતા, મુલુગેટા મલકાતો હતો. સૌ મરણથી ડર્યાં વિના બોલતાં હતાં.

"આપણે ટાંબીયન પ્રાંતમાંથી ચસવું નથી"

"વિજય મળ્યો છે, પણ ખૂબ મોંઘો, સમાલજો" ઇથોપીયાના શહેનશાહનો ધેરો સાદ સૂણાતો હતો.

તા. ૪ થીએ કોરેમ પર બોંબ પડયા. તા. ૯ મી અને ૧૦ મીએ ડેસી પર ફરીથી બોંબ મારો ચાલ્યો. ઉત્તરનો રસ્તો બોંબ મારાથી ઉખડી ગયો. આસપાસનાં બધાં ગામો સળગી ઉઠયાં.

"મુલુગેટા, કાસા, સેયુમ" ઇટાલીનો સેનાની બેડોગલીઓ ત્રણ નામ બોલતો હતો. "આરાડામ. ટેંબીયન ને શામર" એની આંખો સામે પડેલા નકશામાં એ ત્રણ યુદ્ધો ચિતરતો બેઠો હતો.

“આ ત્રણ યુદ્ધો આખરી થશે” એ ખડખડાટ હસી ઉઠયો. એ ખભા ચઢાવી બોલતો હતો. કાસા ને સેયુમની સેનાને ઝેરી ગેસ સળગાવે છે, મુલાગેટાના સૈનિકોને એમની ભૂખી હોજરીઓનો જઠરનો અગ્નિ અંદરથી સળગાવે છે...જો જરા વધારે થોભી જવાય ને ઉપરથી મારો ચલાવાય તો અહીં બેઠાં બેઠાં એ ત્રણે લડાઈઓ જીતાય.” એ નિરાંતે અઢેલીને બેસતાં બોલ્યો, “પણ સુધરેલી દુનિયામાં એ સારૂ ન દેખાય.”

“આડીગ્રાડ ને મકાલેની વચમાં બધા કોડાર ગોઠવાયા.” એ વિચારી રહ્યો, “અને આ આંમ્બા આરાડામનો નકશો જોઈએ તેટલો સ્પષ્ટ છે. એની આસપાસના બધા રસ્તાઓ ચોકખા ચટ થયા છે.

“આન્ટાલોના મેદાનમાંથી શરૂ થતી દક્ષિણ તરફથી પાંચ ખીણોમાંથી પેસવાનું......” એ જોઈ રહ્યો, “બસ બસ, એમ જ આખો પર્વત ઘેરાઈ જશે.” એને બધું સમજાઈ ગયું.

“કૂચ કરાવો” એણે ટેલીફોનનું ભૂંગળું પકડી બરાડો નાખ્યો “આજે મધરાતે બંને લશ્કર ઉપડવાં જોઈએ. ગેબા-ટનો ઘાટ અરધો વટાવી પડાવ નાખે. પછી વિમાનોની ટુકડીઓ ઉડશે, પછી આરાડામમાં પાછળથી પેસવાનું.”

“જી”

“યાદ રાખો કે વિમાની ટુકડીનું કામ મુલુગેટાના પચીસ હજારને ગુફાઓ અને ખાઈઓમાં પેસાડી દેવાનું છે અને બહાર

રહે તેમને ઉડાડી દેવાનું છે, એટલે આપણને પાછળથી પેસતાં ફાવે અને ઓચિંતા તૂટી પડતાં ફાવે." એણે એકેએક શબ્દ છૂટો કરી કરીને સમજાવ્યો.

"જી, હા, હાજી" સાંભળનારને બધી વાત બરાબર સમજાઇ ગઇ હતી.

"અને એક વિમાનને મોકલો, તાબડતોબ" એને યાદ આવ્યું.

"જી, હા"

"સેલાસી મરણ પામ્યો છે, ડેસીમાં જ, એવા સમાચાર ફેલાવવા."

"જી. હા"

મધરાતનાં ઇટાલીયન કટક ઉપડયાં, મધરાતની પત્રિકાઓ વરસી રહી, મધરાતથી ઓંબ ને ઝેરી ગેસ છૂટા મૂકાયા.

"કંઈ નવાજુની છે" બોડાજુઅલી એની પથારીમાંથી સળવળતો ઉઠયો.

"કંઇ નવા જુની છે." એણે બૂમ પાડી. એણે નોબત ગગડાવી. એણે બ્યુગલ ફુકાવ્યું. વોલોથી આવેલાં એના માણસો હુકમ સાંભળવા તૈયાર ઉભા. કોઈએ એના હાથમાં પત્રિકા મૂકી. એમાં લખ્યું હતું "હેઇલ સેલાસી રણમાં પડયો છે"

"ન હોય, નહોય" એના હોઠ ફફડયા. હોય તો મને સમાચાર કાં નહિં ?"

"બાપુ, ઈટાલીયનો આગળ વધે છે, ખીણો વટાવી ગયા."

"કોણ?" એ કૂદી ઉઠયો.

"યુસ્ટેરીયા ટુકડીઓ"

"હેં! મુલુગેટા, મુલુગેટા મરવાનો.........આપણે ડાબી બાજુએ કૂચ કરો. અને......" એ જોઈ રહ્યો. "મુલુગેટાને ગમે તેમ જગાડવો જોઇએ, અને કાસા પણ...ભરાઈ પડશે" એ પાસે બેઠેલા એક અંગરક્ષક તરફ ફર્યો.

"રસ્તા બધા ઉખડી ગયા છે. બોંબ મારો ચાલુ છે, વાયરલેસનાં સ્ટેશનો તૂટી ગયાં છે......કપરૂ છે......" પેલો જોઇ રહ્યો.

"કોઈ રસ્તો નથી?" વોડાજુએ આંખો ઠારી દીધી.

"એક છે........."

"શો?"

"હું જાઉં..."

"તું?"

ભલે, જા. એકદમ, ઉપડી જા મુલુગેટાને ઉઠાડ, કાસાને ખબર કર, મેકોનેન જાણે તોય બસ છે..."

"જાઉં છું............મારી ટુકડી સાથે" પેલો ઉભો થઈ ગયો.

"અને હું જાઉં છું........તમે જીતશો કે હારશો તેની ખાત્રી નથી, હું મરીશ એટલુંજ જાણું છું........જાઉં છું.........." વોડાજું ઉઠ્યો.

અંધારામાં વોડાજુની નાનકડી સેના ચાલી.

"એ વિના બીજો ઉપાય નથી." એ આખે રસ્તે વિચારતો હતો. એના પર તોપો બરાડી. એ બૂમ પાડી, સામી તોપ માંડતો એની તોપના મોઢાપરથી ઉછળીને બોલ્યો, "એ વિના બીજો ઉપાય નથી, તમારી સામે મરણ છે જ એની સામે તૂટી પડો ને ખપી જાવ. પણ એના પડખામાં જ કંઈ ફૂટયું. એ ઘવાયલો પડ્યો. એનું લશ્કર નાસતું હતું.

"પણ આ બધું છે શું?" મુલુગેટા એના આરાડામમાં ચિંતા કરતો હતો. આખો આરાડામ ધ્રૂજી ઉઠ્યો હતો. આકાશમાંથી બોંબ ગાજતા હતા, બોંબને ડારી દે એવાં વાદળાંના કડાકા થતા હતા. આકાશમાંથી વરસાદ વરસતો હતો. એ વરસાદને ભૂલાવી દે એવા આરાડામની ચારેકોર ઝેરી ગેસનાં ઘોડાપૂર ચઢ્યાં હતાં.

"તૈયાર રહો." એણે આરાડામની ગુફાઓમાં કરાડોમાં ખાઈઓમાં સંતાઈ બેઠેલાં એનાં પચીસ હજારને હુકમ આપ્યો. એને આરાડામની આશંકા આવતી હતી.

"મુલુગેટા, નાસ તારી પાછળ કટક પડ્યાં છે, તારા ઉપર વિમાનો ઉડે છે. તું ઘેરાઇ ગયો છે. તારા આરાડામના માથાપર ઈટાલીની તોપો તાકીને બેઠી છે." એક જણ દોડતો આવ્યો ને ગબડતો બોલ્યો.

"પણ તું છે કોણ?" મુલુગેટા એના સળગી ગએલા મોઢાને એની મીચાઈ ગએલી આંખોને, એની ચીમળાઇ ગએલી ચામડીને આંખો ફાડીને જોતો બોલ્યો. એક પળવાર એનો શ્વાસ અટકી ગયો.

"હું, છું.........હું.........મને વેડાજુ........."

આવનાર આગળ ન બોલી શક્યો.

"તું વેડાજુ!" મુલુગેટાએ જોરથી શ્વાસ ખેંચ્યો. એણે મરનારની દાઢી ઉંચકી અને પોતાનું ઘરડું માથું જોરથી હલાવ્યું. "તું વેડાજુ ન હોય, તને.........તો શું તને એણે મોકલ્યો છે?........." મુલુગેટાને એણે જવાબ દીધો નહિ. એની ડોક મરડાઈ પડી.

"મારા બુટ........." એણે બૂમ પાડી યુદ્ધનો પોશાક મગાવ્યો. "જાવ દોડો ને ખબર લાવો." એણે એના વિશ્વાસુ ગાલા જાસુસને દોડવાની બૂમ મારી. પાછો આરાડામ સળવળ્યો. પાછી આરાડામની ખીણોમાં યુદ્ધની નોબતો પડઘા બોલાવી રહી. પાછી આરાડામના ઉંડાણમાં યુદ્ધની તાલાવેલી ચાલી, આરાડામના ઉંડાણમાં મરણ સૌને મૂછો મરડીને ઉડાડી રહ્યું.

"દક્ષિણમાં ભીડાવ્યા છે, નામદાર." એના જાસુસો એક પછી એક ખબર લાવતા હતા.

"વેડાજુ પડ્યો છે. મેકોનેન ચઢ્યો છે. એનાં ચારહજારે આગળ વધતા ઈટાલીયનોને ભીડાવ્યા છે. એણે કહાવ્યું છે કે કાસાને જગાડો."

"ઈટાલીયનો આગળ વધે છે." ઘરડા મંત્રીને પગ નીચેની જમીન સરતી લાગી.

"જી, હા આપ ઘેરાઈ ગયા છો. આપણી આસપાસની બધી ટેકરીઓ પર........."

"શું? શું?" મુલુગેટા ઉતાવળો થયો.

બોલનાર પટકાઈ પડચો. એણે એનાં આંતરડાં તાણી બાંધ્યાં હતાં.

" એન્ટાલોની દક્ષિણે........" એકે આવી કારમો સાદ કાઢચો. " મેકાનેન પડચો. "

" હેં ! " મુલુગેટાએ શ્વાસ ખેંચ્યો. એની ઉંચકાયલી પાંસળીયો નીચી બેસે તે પહેલાં બીજાએ ચીસ નાખી.

" મેકાનેન પડચો. એનાં ચાર હજાર કપાઈ ગયાં. મેકાનેનના શરીરનાં અંગે – અંગ કાળી ડગલીવાળી સળગતી ખોપરીઓએ છૂટ્ટાં કરી નાખ્યાં છે. "

" બસ.........', ઘરડો સેનાની આખો કંપી ઉઠચો. એણે આડા હાથ દીધા.

" આપણી આસપાસના બધાં પોઈન્ટો પર ઈટાલીની તોપો......" એક જણ હાંફતો બોલ્યો.

" બસ, બસ........." એ હાંફતો બેસી ગયો અને એના પગ પર જોરથી બુટ ચઢાવતો બોલ્યો. " મને બધી ખબર છે. " એણે ઈસારો કર્યો. કદી ન સંભળાયલું એવું રણતુર આરાડામની કરાડોમાં વાગી ઉઠચું.

" મારી આસપાસનાં બધાં પોઈન્ટ પર......"

એના મગજમાં ખોપરીની આખી દિવાલ પર જાણે કોઈ હથોડા મારી રહ્યું. એની શંકાના જવાબમાં હોય તેમ બીજા જ પળે સવારના બરાબર સાત વાગે એના કાનમાં એક સામટો આખો આરાડામ ધમધમી ઉઠચો. આખા આરાડામનો એક છેડો બીજા છેડા સુધી ધુળ ઉડાળી રહ્યો, આખા

આરાડામના પગથી માંડીને તે અનેક શિખરોની શિખાઓવાળું શરીર ધુમાડાના ગોટાઓમાં ઢંકાઈ રહ્યું. આખા આરાડામના વિશાળ શરીર પર ઈટાલીની બસો તોપો એક સાથે મારો ચલાવી રહી, ઈટાલીનાં વિમાનો કૂદી કૂદીને આગ વરસાવી રહ્યાં.

“ દરેક જણ પોતપોતાના સ્થાને ગોઠવાઈ જાવ. ” મુલુગેટાનું ફરમાન એકે એક છાવણીમાં બોલી ઉઠ્યું. એકે એક સૈનિક પર્વતની બખોલોમાંથી ન પટકાઈ પડાય ત્યાં સુધી મરણની રાહ જોતો ને મુલુગેટાના બીજા હુકમની રાહ જોતો ગોઠવાઈ ઉભો.

“ તમારાં બળ સાચવી રાખો, તમારા શ્વાસ ઘુંટી રાખો, એકે અવાજ કરશો નહિ. ” પચીસ હજાર હજારની સેના મુંગી મુંગી મરણને ભેટી રહી. જીવનના છેલ્લા શ્વાસને ગણતી તૂટી પડવાની રાહ જોઈ રહી.

સુરજ માથા પર આવ્યો.

બસો તોપો હજુ બરાડતી હતી, વિમાનો હજુ બોંબ વરસાવતાં હતાં. આરાડામ આખો પાયામાંથી ડોલતો હતો. ઈટાલીનો મારો પાસે ને પાસે આવતો જતો હતો.

“ એ લોક દક્ષિણે આવી લાગ્યા છે,......કાસાને કોણ કહે ! એ પણ મારી જેમ........” મુલુગેટા એની ગુફામાં જીવનની છેલ્લી ઘડીઓ ગણતો હતો.

“ મારાં ખચ્ચરો મરાય છે, કોઠારો લુંટાય છે, કોઠારનાં રક્ષકો........” થોડીવારે એ બૂમ પાડી ઉઠ્યો. એ ઉભો થયો. એણે એનું દુરબિન માંડ્યું. થોડે દૂર દક્ષિણમાં, એણે

કાંટાની સળગતી વાડોમાં દોડતો દાવાનળ દીઠો. આગ ઝરતાં ને તૂટી પડતાં શિખરો જોયાં, ફાટી જતા ખડકો દીઠા, ફસકી પડતી ભેખડો નિહાળી.

એ બધું એના તરફ ધસ્યું આવતું હતું. એ ચારેકોરથી ઉછળતા આવતા તોપના ગોળા, સળગતા બોંબ, ઝેરના ગોટા ને ધુમાડાનાં વાદળ જોઈ રહ્યો.

એ નીચે બોલ્યો.

“ ફેબ્રુઆરીના છેલ્લા દહાડા.........” એણે નિસાસો નાખ્યો; “ દક્ષિણના દરવાજા દેવાઇ ગયા છે, પશ્ચિમમાંથી મરણનાં ધાડાં દોડતાં આવે છે, પૂર્વમાંથી ધસી જાઉં, મરણીયા બનીને મરવાનો એ જ એક આરો છે.........” એ ઉતાવળો ઉઠ્યો.

એણે ટેલીફોનનું ભુંગળું ઉંચક્યું. “ સુરજ આથમતાં પહેલાં.................” એની આંખો પર મરણની છાયા પથરાતી હતી. ”

સુરજ આથમતા પહેલાં.........” એનાથી આગળ બોલાયું નહિ. એણે ટેલીફોનનું ભુંગળું જોરથી ઝાલ્યું. એ ફરમાન બોલ્યો.

“ પૂર્વ બાજુથી ધસારો કરવાનો છે, એક સામટી નોબતો વગડાવો, એક સામટાં બ્યુગલો ફૂંકાવો, એક સામટી ગર્જના કરાવો. ”

“ પૂર્વ તરફ.........” પાછા એના હોઠ ફફડતા હતા. એના કાનમાં એનાં પૂર્વ તરફ કૂચ કરતાં સૈનિકોની રણગર્જના ગાજી ઉઠી. એ બહાર નીકળતાં બબડતો હતો. “ મેકોનેને

પડતાં પડતાં મારે માટે પૂર્વનો માર્ગ સાચવ્યો ખરો." એની ચમકતી આંખો અહોભાવમાં મોટી થઈ.

"મારો મેકોનેન!" એ ગદગદ બોલતો હતો. તેં મારે માટે પૂર્વનો રસ્તો સાચવવા સૂસવતી તોપો સામે ઝૂકાવ્યું છે, આન્ટાલોનાં મેદાન પર મરણ રેલાવતાં ઝેર, સીસાં, ને લોખંડની ઝાળો સાથે ઝંપલાવતાં ઉકળતાં લોહી રેડી બતાવ્યાં છે.........હું આવું છું. દોડતો આવું છું. તારા જુવાન જોધ દિકરા સાથે તું જ્યાં સુતો છે ત્યાં જ............" વૃદ્ધ આખો હાંફી ઉઠ્યો. એણે ઘોડાને એડ મારી,........." ત્યાં જ તારી પડખે સુવા."

# ૨૮–આખરી મોરચો

**મુલુગેટાની** સેના જાણે ઉડતી ચાલી.

એય દોડતો હતો. એનું ઘરડું શરીર ખખડી ઉઠ્યું હતું. એના માથા પરથી ટીપાં ટપકતાં હતાં, એના વાળ વિખરાયલા ઉડતા હતા, એના હાથમાં એક લાંબી તરવાર ઉછળતી હતી.

એણે વીરહાક વગાડી હતી. એની હાકમાં સૌને શૂર ચડ્યું હતું, એની આખી સેના એક આદમીની જેમ કૂદી ઉઠી હતી. એણે સૌના કાનમાં સંદેશ ફૂંક્યો હતો. "પૂર્વ બાજુથી ધસી પડવાનું છે, ત્યાં આન્ટાલો સાચવતાં, અને આપણો રસ્તો જાળવતાં, મેકોનેન એના દિકરા સાથે, અનેક ઇથોપીયાના બાપ દિકરાઓની પડખે પડ્યો છે. આપણાં જ લોહીથી ભિંજાયલી ધરતી પરથી નાસીને બીજી બાજુ નીકળી જવાનું છે, ન નીકળાય તેણે મેકોનેનની પડખે પોઢી જવાનું છે."

મુલુગેટાએ મારી માક્યું. આરાડામમાં ધીંગાણું ખોલાયાં.

૭ હજાર રણમાં રોળાયાં, કેદ પકડાયાં ને ઘેરાઈ ગયાં, મેકોનેને મરીને સાચવેલા રસ્તામાંથી બાકીના નાસી ગયાં.

બીજા દિવસના સવારે નાસતા મુલુગેટા પર બોંબ નાંખતાં વિમાનો ઉડયાં. જીવતાં જડે તેને ઝબ્બે કરવા આરાડામમાં ઈટાલીનાં ટોળાં ફરી વળ્યાં.

મુલુગેટા આગળ વધતો હતો. એણે આમ્બા આલાગી વટાવ્યું હતું. આલાગી પર ઈટાલીયન વાવટો ઉડતો હતો.

"મારો દિકરો!" નાસતાં બચેલામાં એ એના દિકરાને શોધતો હતો. એણે તપાસ કરવા કાસદો દોડાવ્યા.

સમાચાર લઈને દોડતો આવ્યો. એનાં લોહી નીગળતાં કપડાં ફાટીને લટકી પડયાં હતાં, એ બોલ્યો. "નામદાર, આપનો દિકરો આલાગી પાસે પકડાયો. એને મારી નાખવામાં આવ્યો છે. એના શરીર પરથી એકેએક અંગ ચૂંટી લેવામાં આવ્યું છે.

"મારી સાથે આવવું હોય તે આવે." આલાગીની દિશામાં સો મરણીયા મરણ સાથે મસ્તી ખેલવા નીકળી નાઠા, સૌની મોખરે ઇથોપીયાનો છેલ્લો જોદ્ધો હતો. એ રાતોરાત આલાગી પહોંચ્યો, એણે આલાગી પર ખાંડું ખખડાવ્યું. બંદુક તાકી. એના પર તરવારો વિંટાઇ પડી. એની સામે બંદુકો બરાડી ઉઠી. એના ઉપર આકાશમાંથી બોંબ પડયા. જ્યાં એનો દિકરો પડયો હતો. ત્યાં એ પણ પડ્યો.

"બરગોઈન ક્યાં!" એણે મરતાં મરતાં બૂમ મારી.

"તારી પડખે છું" બરગોઈન રેડક્રોસ મૂકીને મુલુગેટા સાથે નીકળી આવ્યો હતો. એનો દીનદયાનો ભરમ ભાગી ગયો હતો.

"તું ભાગ, હું મરૂં છું" ઇથોપીયાનો વૃદ્ધ સેનાની મસ્તો બોલ્યો.

"હું ભાગું નહિં, ભાગું તો આવું સરસ મરણ જાય, હું હવે દીનદયાની મુડીવાદી નીતિમાં નથી માનતો, મુડીવાદને મારતાં મરવામાં માનુ છું." બોલતાં બોલતાં એ ય ઇથોપીયાના સેનાનીની સોડમાં મુડીવાદના હત્યાકાંડને છેલ્લીપળે સમજેલું એનું અંગ્રેજ શરીર સૂઈ ગયું.

થોડાંક હજાર, બોંબમારા નીચે આગળ વધતાં હતાં. એમની હોજરીઓમાં ખાડા પડયા હતા, એમના કંઠ સૂકાઈ ગયા હતા. એમના ઉઘાડા પડેલા ઘામાંથી છેલ્લાં લોહી ટપકતાં હતાં.

એવો મરણીયાંનો સમુહ આશાંગી સરોવરના કિનારા પર હજારોની સંખ્યામાં આવી આવીને પડકાઈ પડતો હતો, પડી પડીને મરતો હતો, મરેલો સડતો હતો. સડેલાં શરીરોને આકાશમાંથી બોંબ વરસાવતાં ઈટાલીનાં મોટાં વિમાનોની પરવા કર્યાં વિના ગીધડાં ચુંથતાં હતાં. આખા સરોવરનાં પાણી પર મરણની ગંધ પથરાઈ ગઈ હતી, આખા સરોવરની પાળ મરેલાંને મરતાં શરીરોથી છવાઈ ગઈ હતી.

ત્યાંથી થોડે દૂર ઇથોપીયાનો શહેનશાહ કોબો આગળ અટકયો હતો, અને અટકીને સમાચાર સાંભળતો હતો. એના કાનમાં અવાજ અથડાયા કરતા હતા.

"મુલુગેટાનાં પચીસ હજાર, વોડાજુનાં ત્રણ હજાર અને મેકોનેનનાં ચાર હજાર રણમાં સૂતાં છે. મુલુગેટા અને એનો દિકરો આલાગી પર પડયા છે, વોડાજુ ઘવાયલો મરે છે, મેકોનેન અને એના દિકરા મરેલા સડે છે."

"બસ!" શહેનશાહ જોઈ રહ્યો.

"ના, તમારી સખત શોધ ચાલે છે, આમ્બા આલાગીથી કોબો સુધીનો બધો રસ્તો આજ સાંજ સુધીમાં ઉખડી જશે," સમાચાર બોલ્યો.

"ઠીક, ....." શહેનશાહના હોઠ દબાયા.

"અને સેવોય?" એણે એક આંખ વધારે ઉંચકી પૂછ્યું.

"પડ્યું" અવાજ બોલ્યો, "આપ પાટનગર પહોંચી જાવ."

"ના, હજુ ઇથોપીયાના બે દિકરા બાકી છે મારે કાસાને સેયુમના સમાચાર જાણવા જોઇશે." શહેનશાહ બબડ્યો, "મુકામ ઉડાવો" એણે એક અંગ રક્ષક તરફ ફરીને કહ્યું.

"કોઈ જગા સલામત નથી......ક્યાં!" અંગરક્ષક જોઈ રહ્યો.

"ગમે ત્યાં, કોરેમના ખડકોની પડખેની બખોલો તરફ વીશ લોરીઓ હંકાવો, વાયરલેસ ગોઠવાવો, તંબુઓ મોકલાવો, અને આપણું બધું તોપખાનું ત્યાં મંડાવો."

"જી" ફેબ્રુઆરીના આખર દિવસે શહેનશાહનો રસાલો કોરેમના ખડકોની બાજુમાં ઉપડ્યો.

આલોમાટા નજીક રેડક્રોસની છાવણીઓ પડી. પહેલ જ દિવસે સળગી ગએલા ચહેરા અને સળગતાં અંગોવાળાં એકસોને ત્રીસ દરદીઓ છાવણીમાં આવી પહોંચ્યાં.

"આબી આડીની દક્ષિણે ને પશ્ચિમે, કાસા ને સેયુમ મારાં ફરમાન સાંભળવા અધીરા બેઠા છે." શહેનશાહ વિમાસતો હતો.

"મુલુગેટા પડ્યો છે, મેકોનેજી પણ મરાયો છે, હવે તમારા

પર દક્ષિણ તરફથી હલ્લો આવશે, તમારી ઉત્તરે પીરઝીઓ બીરેલી તાક માંડીને બેઠા છે." રાસ કાસાને સમાચાર પહોંચ્યા.

કાસા સમજી ગયો. એને પણ મરણ ઘેરતું દેખાયું. એ જાગે તે પહેલાં જ એની વોર્ક આમ્બાની ચોકી પડી. વિમાનોના સંચા ખખડયા. તોપો ધણધણી ઉઠી.

એણે વરસતા ગોળાઓની નીચે થઈ હલ્લો કરવાનો હુકમ આપ્યો. ઉગતા સુરજમાં મરણ રેલાવતી તોપો સામે કાસાની ટુકડીઓએ કેસરીયાં કર્યાં, સુરજ આથમે તે પહેલાં ત્રણ હજાર ઇથોપીયનો રણમાં સુતા. બાકીના પર આકાશમાં ઝેરને લોખંડની ઝડીઓ વરસી.

"હજુ આપણી પાસે ચાલીસ હજારની સેના છે, ચાલીસ તોપો છે." કાસાને સેયુમ માપ કાઢતા હતા.

"પણ આપણી સામે ઇટાલીની અઢીસો તોપો વાળી એંશી હજારની સેના છે, અને આપણા માથા પર દોઢસો વિમાનો આઠે પહોર ઉડે છે, અને આમ્બા આરાડામ કરતાં બમણા જોરથી મારો ચલાવે છે." બન્ને સામે દેખાતા મરણને જોઈ રહ્યા.

"કોનાવાલોફને બોલાવીએ" બન્ને એક રશિયન સરદારની સલાહ સાંભળવા બેઠા. કોનોવાલોફ આવી પહોંચ્યો અને બોલ્યો.

"મરવામાં ડહાપણ નથી. મોડું થઈ જાય તે પહેલાં વ્યવસ્થિત રીતે નાસી જવાય એજ ઠીક છે, દરેક પળે મરણ આપણને ચારે તરફથી ઘેરતું આવે છે."

"ઘવાયલાંને પડતાં મૂકો, તોપોને છોડી દો, તંબુઓ ઉઠાવ્યા વિના નાસો, ટાકાઝ નદી સુધી નીકળી નાસો." શહેનશાહે પણ કાસદ દોડાવ્યો.

કાસાને સેયુમની સેના પથરાતાં ઝેરને વરસતા અગ્નિ નીચેથી રાતોરાત નીકળી નાઠી અને ટાકાઝના કિનારા પર પહોંચી ત્યારે અડધી હતી. કિનારા પર સૌએ ખોરાક ખાધો ને ટાકાઝનાં પાણી પેટ ભરીને પીધાં.

" હું સોકોટા પર છું, આવી લાગો" શહેનશાહનો વાયરલેસ બોલ્યો.

" અને ઇમિરૂ !" શહેનશાહની આંખો ચમકી ઊઠી. " ઇમિરૂને એઇલિ માટીના નથી બન્યા, અગ્નિકણથી ઘડાયા છે."

" પણ એમના સમાચાર જ નથી ને?"

" છે" શહેનશાહે બૂમ પાડી. " હજુ એ સેલાકલાકા સુધી બેઠો છે, હજુ એણે ગોઠવેલી શાયરની ચોકીઓમાં દીવા સળગે છે, એ હઠીલો છે, નાસવાનો નથી, અને આપણા બધા રસ્તા કપાઇ ગયા છે, આપણી મદદ એને પહોંચવાની નથી એજ દુઃખ છે."

અને એ પડ્યો હતો, ઇથોપીયાનો સળગતો સરદાર. એ એકસમથી દશ માઇલ દૂર હજુ હાથ વિંઝતો હતો. શાયરના શિખર પરથી ઘેરાઈ ગએલા વનરાજ જેવો એ આઠે પહોર ત્રાડ દેતો હતો. એના મરણિયા પચીસ હજાર સાથે એ માથું મૂકીને બેઠો હતો. ઇટાલીની સેનાને એણે સ્વાદ ચખાડ્યા હતા. ઇટાલીની ટુકડીઓમાં એની વીરહાક વાગતી હતી. ઇટાલીનાં વિમાનો પણ એના માથા પર ધ્રૂજતાં ઉડતાં હતાં.

એ શાયરના શિખર પરના એક બોંબથી તૂટી ગએલા ખડકના કટકા પર પગ ટેકવીને બેઠો બેઠો વિચારતો હતો.

" વોડાજુ મર્યો હશે, મેકોનેન મરી ગયો, મુલુગેટા પણ

ખપી ગયો. કાસાને સેયુમનાં સૈન્ય વિંખાઈ ગયાં, શહેનશાહ સોકોટા બેઠો છે, હું શાયરમાં ભરાઈ પડ્યો છું, હું ય મરીશ ......મારી એક જ ઇચ્છા શહેનશાહને છેલ્લીવાર જોવાની... પણ મને ચારેકોર મરણ દેખાય છે......" એ આથમતા સુરજ પછીના પથરાતા પડછાયા તરફ નીચે તળેટીમાં જોઈ રહ્યો.

"ઇમરૂ!" એની પાછળ કોઇએ બૂમ પાડી એણે ચમકીને જોયું. એઇલુ ખડખડાટ હસતો હતો. એના હાથમાં રાતી તરવાર લોહીભીની હતી.

"શું?" એ ઉભો થઇ ગયો.

રામાનો કિલ્લો પડ્યો. મારાવિગના નાઠો, ઇટાલીનાં ચારસોને બાર શબ મેં જાતે ગણ્યાં છે, દોઢહજાર કારતુસો અને આઠ તોપો લઈ આવ્યો છું.

"પણ એઇલુ! આપણી પાછળ" એની આંખો ઘેરી થઈ ગઈ, "આપણી પાછળ આડી આબો છે, એની પાછળ ઇટાલીની તોપો અને તોપો પાછળ ઇટાલીની સેના ગોઠવાય છે. આઠ પહોરમાં આપણા પર વિમાનો તૂટી પડશે......"

"શી વાત!" એઇલુ ડઘાઇ જતો ઉભો.

"આપણી જાસુસી ક્યારે ય જુઠ્ઠી નિવડી છે?" એ જોઇ રહ્યો "મને ચોક્કસ ખબર મળ્યા છે."

"તો!"

"એ લોક ધસારો કરે તે પહેલાં આપણે તૂટી પડવું, એટલે જેટલા વેગથી આપણે તૂટી પડશું તેટલો આપણને ફાયદો રહેશે" મધરાતે ઇમરૂનાં આઠ હજાર દક્ષિણ તરફ ધસારો કર્યો. આઠ હજાર પર સેંકડો તોપો તતડી ઉઠી.

"આટલી બધી તોપો!" એણે એવું ધાર્યું નહોતું. એ

ડાબી બાજુ ખસ્યો. એ સેલાકલાક તરફ ઢળતો ચાલ્યો. પણ આગળના રસ્તા તૂટતા હતા. ગેવીનાનાની ટુકડીઓ તોપો પાછળથી વધતી હતી, મકાલેથી નવું તોપખાનું દોડતું આવતું હતું.

માર્ચના ત્રીજે દિવસ એને વસમો જણાયો.

“તમારા સરદારની પાછળ ચાલ્યા આવો.” એ દોડયો. એની પાછળ એના મરણીયા દોડયા. ઇટાલીયનોની અજાયબી વચ્ચે ધૂંવાધાર તોપો ઉપર કાળા આદમીઓ નાચતા હતા. તોપચીઓ વધેરાતા હતા. પણ પાછળથી નવું તોપખાનું અને ડાબે જમણેથી રાઇફલો ગરજી ઉઠી. ઇથોપીયનો ઉછળી ઉછળીને લઢતા હતા. એમની ચારેકોર મરણને મોકળું કરતી તોપો ગાંડી-તૂર બનીને ગોળાઓને વરસાદ વરસાવતી હતી. ઇટાલીની મુડીવાદી સેના ઉદાર બની ગઇ હતી. મરણીયા બનેલા ઇથોપીયનો પર ઇટાલીના સરદારોએ એક કરોડ કારતુસો અને પચાસ હજાર ગોળા ખરચી નાખ્યા. ઇટાલીનાં વિમાનોએ હજારો બોંબ વાપરી નાખ્યા, ઇટાલીએ ઝેરી ગેસની કોઠીઓ ઠાલવી નાખી.

આખી રાત કાળરાત્રિ જેવી સમસમી રહી. માર્ચના ત્રીજા દિવસની સવારે શાયરનું શિખર ૭ હજાર ઇથોપીયન શબોથી પથરાઈ ગયું હતું. વિજયી ઇટાલીયનો શાયર પર પથરાયલાં શબોની હારમાળાઓ તરફ જોતા ડાઘુઓ જેવા ડઘાઇને ઉભા હતા. શાયરની તળેટી નીચે ઘવાયલાં ચિતકાર કરતાં પડયાં હતાં.

એ મરતાંની માવજત કરનાર કોઇ સાથીદારો હતાં નહિં, એમના ઘા ધોઇને સોંઘુ સ્વર્ગ મેળવનારા દીનદયા વાળા પણ હતા નહિં, પાછા વળતા ઇટાલીના મુડીવાદે મોકલેલા મારાઓ એમનાં શરીરોમાં ખૂની તરવારો ગોંચીને એમની પિડાઓનો અંત આણતા હતા.

## ૨૯—છેલ્લી તવારીખો

માર્ચની ૨૩ મીનું સવાર થયું ને તફારીના ઘડિયાળમાં સાડા સાત વાગ્યા એક બીજાથી ભયંકર રાત દિવસ નિહાળતી નજર લંબાવી એણે એક સરદારને સંબોધ્યો,

"હું કહું છું કે દુશ્મનો જે હાથમાં પડે તેમને મારી નાખશો નહિં, કેદી જ બનાવવા."

"જી." સેયુમ જોઈ રહ્યો. જાણે એની ડૂબતી નજર મરણને આરે ઉભેલા શહેનશાહની માનવતાને વિરાગથી નિરખી રહી.

પણ બીજીજ પળે માનવતા અને વિરાગની છાયાને વિકરાળ હસતી હોય તેવી એક ત્રણ મોટરોવાળા વિમાનની કાયા આખી ખીણને અવાજથી ભરી દેતી ઝઝૂમી. સેયુમ છલંગ મારી ઉભો થઇ ગયો. શહેનશાહે શરીર ઉંચકી ચાલવા માંડયું. એક ભયંકર નાદ માથા પર ઝઝૂમતા મરણની આગાહી આપતો આખી ખીણમાં પથરાઇ રહ્યો. બીજી જ પળે માથા

ઉપર મરણુની ધમધમી ઉઠેલી પાંખો સામે સેયુમે તોપ તાકી: માનવી માલીકના નફાની લડાઈમાં જાણે બે ગેંડા ગાંડાતૂર ગબડતા હતા અને ગબડી ગબડીને આઝેબુના વેરાનની ખીણોને ખોદી નાખતા હતા.

"એ......હે..." ઉપર આકાશમાં એક ઝબકારો થયો. સેયુમથી બૂમ પાડી દેવાઈ.

"સળગ્યું, સળગ્યું." ઇટાલીનું વિમાન સળગી ઉઠ્યું હતું. સળગતા વિમાનને જોવા ખીણુની બખોલોમાં ઇથોપિયનો કૂદી કૂદીને ઉડવા લાગ્યા.

પાંચ હજાર કેબુર ઝાબાનીઆ (શહેનશાહના અંગરક્ષકો) એ આકાશમાં ભડકા કરતા વિમાનને હરખના પોકારોથી વધાવી લીધું.

"પણ આપણી આસપાસ ઇટાલીના હજારો સૈનિકો ગોઠવાઈને ઉભા છે, આપણાં નિશાન તાકીને ઇટાલીની સેંકડો તોપ ટમટમી રહી છે," શહેનશાહ પળવારના આનંદને સમેટતો બોલ્યો. એની ઘેરી આંખો ઉશ્કેરાયા વિના ગણતરી કરી રહી.

"પડો બજાવો, આપણી છાવણીઓમાં ખબર અપાવો." સેયુમ ઉતાવળો આવ્યો "થોડાજ કલાકમાં આપણા પર હલ્લો આવે છે."

"આપણી છાવણીઓ!" શહેનશાહની આંખમાં એની છેલ્લી છાવણીઓ એક પછી એક પસાર થવા લાગી. એની સાથે રહી લોહીનું છેલ્લું ટીપું રેડી દેવાના ઉલ્લાસમાં ઉછળતા એના પાંચ હજાર અંગરક્ષકો (કેબુર ઝબાનીઆ) એની આંખ

સામે દેખાયા, એને રાસ કાબાડા અને રાસ ગેટાશુની ટુકડીઓ યાદ આવી એને ફીટારારી સાંભર્યો એને બીરૂ યાદ આવ્યો. એણે સૌને તૈયાર રહેવાના હૂકમો આપવા સેયુમને ઈશારત કરી.

એણે ઇથોપીયાના સ્વતંત્ર જીવનની છેલ્લી તવારીખ જોઈ, એના કાનમાં જીવનમરણને જોડતી છેલ્લી સાંકળની રણખંજરી ખખડી ઉઠી.

"આપણી સંખ્યા!" શહેનશાહે આંખો ઉંચકી સેયુમ પર સ્થાપી દીધી.

"પચીસ હજાર."

"આજે વાર!"

"રવિવાર."

"રવિવાર..." શહેનશાહ ફિક્કું હસ્યો.

"દુનિયાનાં તંત્ર વેપારી છે......ઈસુ મુરખ બન્યો હતો બધા બનવાના છે......" એ અટક્યો ને પાછો બોલ્યો "આપણે આજે સાંજે જ ઉપડી જઈએ."

"જી" સેયુમ જોઈ રહ્યો.

"અને પર્વત રાતોરાત ઓળંગી જઈએ દુશ્મનોની ટેકરીઓ પર તૂટી પડીએ."

"પર્વતો ને ટેકરીઓની વચમાં નાનું મેદાન છે" સેયુમ બોલ્યો.

"એટલે આપણને ફાવશે, આપણે તળેટીના ખડકોમાં તોપો ગોઠવી દઈએ કહે છે કે ખડકો ખૂબ મજબૂત છે."

"જી" સેયુમ કબુલ થયો ને બબડયો પણ કામ કપરૂં છે" ટામ્બુલે અને ડેબારાના ઘાટની વચમાં પણ ઈટાલીયન છાવણીઓ ગોઠવાઇ ગઈ છે, રાતને દિવસ હજારો ખચ્ચરો દારૂ ગોળાના ઢગલા ઠાલવે છે, મોટર લોરીઓ દોડાદોડ કરે છે, અને મોટી તોપો ગોઠવાય છે."

"આપણે હારશું......" શહેનશાહ ભવિષ્યમાં જોઈ રહ્યો. "આપણે હારશું અને મારો અંત આવશે...ઈથીઓપીયા..."

"આપણે ત્રણ હારમાં હલ્લો લઈ જઈએ અને આપ..." સેયુમે વાત બદલી.

"શું"

તળેટીનાં કેકટસ ઝાડનાં ઝુંડોમાં વધારાનું લશ્કર લઈ..."

"લપાઈ રહું?" શહેનશાહની આંખો સળગી ઉઠી, "મને તમારી સાથે મરવાની પણ છૂટ નહિં!"

"ના, આજસુધી મેં આપના હુકમો ઉઠાવ્યા છે, આજે મારૂં ફરમાન..."

"તારૂં ફરમાન...?" શહેનશાહે શ્વાસ ખેંચ્યો.

"આપણે પર્વતને કેટલા કલાકમાં વટાવી જઈશું?"

"રાતના અગીઆરે"

"આઠ તો વાગ્યા છે" શહેનશાહે ઘડિયાળ બતાવી.

"મેં આપના હુકમ પહેલાં જ આપના નામમાં બધી છાવણીઓમાં કૂચ કરવાનાં ફરમાન પહોંચાડી દીધાં છે."

"એમ! તારાં ફરમાન......" શહેનશાહ ફિકકું હસ્યો "અને હલ્લો?"

"બરાબર બે વાગે, મધરાતે"

"શાબાશ" શહેનશાહ સેયુમની તારીફ કરી રહ્યો.

"આપણી તોપો ઇટાલીયનોને ઉડાડશે" સેયુમની આંખમાં તોફાન ચમકી ઉઠ્યું.

મધરાતે ઇથોપીયાનું લશ્કર પર્વતની બીજીબાજુ ગોઠવાતું હતું. મધરાતે જ ઝાંખાભુરા પ્રકાશમાં ઇથોપીયાના પડછાયા યુદ્ધના આખરી ફરમાન લેતા હતા. ધીમેધીમે અંધારાં ઓસરતાં ગયાં ધીમેધીમે સવાર પહેલાંની સંધ્યાનો ઝાંખો પ્રકાશ પથરાતો ગયો. ધીમેધીમે રાતા આકાશની પાછળથી ઇથોપિયાનો સુરજ બહાર આવવાની તૈયારી કરતો હતો, રાતા સુરજની પાછળથી ઇટાલીના સાથીયાવાળાં પાંચ વિમાનો નિકળી પડ્યાં, અને અગ્નિ વરસાવતાં ઉડ્યાં. તળેટીનાં ગામ પર અગ્નીની જ્વાલા ઝબુકી.

વિમાનો ઉડતાં હતાં. અગ્નિ વરસતો હતો, ગામ સળગતાં હતાં. ધુમાડાના ગોટા આકાશમાં ગબડતા હતા. કેકટસને ટુઇની વનરાજીઓએ એની સોડમાં લપાતા વાઘને દીપડા જોયા હતા, આવા ઇટાલીયનો નહોતા દેખ્યા, કલકલ કરતાં ઝરણાંની કુદરતે કિલકિલાટ સાંભળ્યો હતો આવાં અઘોર ગાણાં નહોતાં સાંભળ્યાં. ઇથોપિયાની ધરતીએ કલહ જોયો હતો નફાખોરીની આવી ખૂનખાર મરકી કદિ દીઠી ન હતી.

બન્ને બાજુ તોપોની હારની હાર બરાડી ઉઠી. લોહી રેલાતું થઇ ગયું, મરણ મહાલવા માંડ્યું.

"ફીટારારી તફારી!" ઇથોપિયાના છાવણીમાંથી શહેનશાહની બૂમ સંભળાઇ.

ફીટારારી તફારીનું નામ ચાર બાજુ ખખડી ઉઠયું.

"જી" ફીટારારી આવી ઉભો.

"પેલો પર્વત દેખાય. એ ઝાડીથી ઢંકાય છે" શહેનશાહે હાથ લંબાવ્યો. ફીટારારી એ પર્વત પરથી એની ભારે નજર શહેનશાહના હાથ પર ફેરવી અને અસ્થિર જોઈ રહ્યો.

"એ પર્વત પર કૂચ કરો અને દુશ્મનોને તે લેતા અટકાવો" શહેનશાહે આગળ ચલાવ્યું.

જાણે કંઈજ સમજાયું ન હોય તેમ તે ખાલી નજરે તાકતો ઉભો.

"અમલ કરો, એકદમ" શાહી ફરમાન ઉતાવળું થયું.

"અમલ કરૂં!......" ફીટારારીની જીભ ચોટતી બોલી, "અમલ કરૂં છું, મારી પાસે પચાસ માણસો છે." એણે નિશ્ચય કર્યો. "અમારી આખરી પથારી ત્યાં કરશું." એ નમન કરી ચાલતો થઈ ગયો.

## ૩૦—એકલવાયો

બાર બાર કલાકથી ધરતી ખોદાતી હતી, રાનવેરાન બનતાં હતાં, આકાશ ધુમાડીયું બનતું હતું. ગામનાં ગામ ધરાશાયી થતાં હતાં. મરતાંના ચિત્કાર વધતા જતા હતા. ગોળીઓના વરસાદ ધાડા થતા હતા. તોપોના બરાડા વિસ્તાર પામતા હતા.

રાત પડતી હતી. શહેનશાહની આસપાસ ઘવાયલાં ને ભૂખ્યાં, નિરાધાર ટોળાં સળગી જતાં ગામોમાંથી આવતાં જતાં હતાં. "ઇથોપિયાની ધરતી પણ છેલ્લી મિજબાની માણી લઉં" શહેનશાહે છાવણીમાંની વસ્તુઓ ગણાવી. શહેનશાહે અનાજના કોઠાર ખુલ્લા મૂકાવ્યા, પીણાંના પ્રવાહો છૂટથી વહેવડાવ્યા.

"નીકળી નાસો" રાતના સાડા નવે. એક છેલ્લો સંદેશો શહેનશાહના ટેલીફોનમાં બોલતો હતો.

"એડ્ડિલાનો એક જ માર્ગ ખૂલ્લો છે. પૂરેપૂરો સલામત તો નથી જ પણ સમય જશે તો ઘેરાઈ જશો" શહેનશાહે સમેટવા માંડયું.

"રાતો રાત પર્વત ઉતરી પડો" પાછો ટેલીફોન ઉતાવળો બોલ્યો.

શહેનશાહે ગણ્યા ગાંઠ્યા સાથીદારો સાથે પ્રયાણ શરૂ કર્યું. શહેનશાહની આસપાસના આકાશમાં અંધારામાં વિમાનો ઉડતાં હતાં. જોયા વિના બોંબ વરસાવતાં હતાં.

એક ચીસ પડી. શહેનશાહનો કાફલો ધૂમાડાને ધૂળના ગોટામાંથી આગળ વધતો હતો.

"આગળ ચાલો, એ તો...એ...એના પગ ઉડી ગયા છે, બચે એમ નથી" એક અવાજ બોલ્યો. તરફડતાં શરીરો પડતાં જતાં હતાં.

અને ઇથોપીયાની ધરતીને લોહી પાતાં શમી જતાં હતાં.

"આવ્યું કે!" શહેનશાહનો ભારે અવાજ કોઈને પૂછતો હતો.

"શું!"

"નરકાગાર—નિમકહરામ આઝેળુએ એના ઈટાલીયન શેઠોના નફા માટે રચ્યું છે તે?"

"જી, હા, આવી લાગ્યું છે."

"તો સમાસનો" શહેનશાહના હોઠ ફફડ્યા. એકે એકના અંતરમાં ભયંકર પડઘા પડ્યા. દુશ્મનોને મળી ગયેલા આઝેળુએ આ વિભાગને નરકાગાર બનાવી મૂક્યું હતું. એ આખા વિભાગ વિભાગ પર હજારો ખચ્ચર ને ગધેડાં સડતાં પડ્યાં હતાં, સેંકડો સ્ત્રી-પુરૂષોનાં શબ ખડકાયાં હતાં.

રસ્તો સાંકડો આવતો હતો. શહેનશાહ એનાં સાથીદારો સાથે ચૂપચાપ આગળ વધતો હતો. મરણની ગંધ માથાના તંતુઓને બહેરા કરી મૂકતી હતી. ઈટાલીયન મારાઓએ રચેલા નરકાગારમાં આંખ વિનાનાં ગધેડાં પડચાં હતાં, બોંબથી ફાટી ગએલાં પેટવાળાં ખચ્ચરો સુતાં હતાં. માણસોનાં આંતરડાં અટવાતાં હતાં, માથાનાં તુમડાં અથડાતાં હતાં.

"સૂરજ સારો છે તે આ માણસના ઢગને ઝટ સૂકવી દે છે" લોહીનાં સુકાઈ ગએલાં ખાબડાં તરફ જોતો શહેનશાહ બબડતો હતો.

"આટો ગેબર" શહેનશાહની બાજુમાંથી એક જણ રાડ નાખી બેસી ગયો. એના પગમાં એક શરીર તરફડતું હતું. તરફડતા શરીરમાંથી એક હાથ ઉંચકાઇને પાણી માગતો હતો.

"આટો......" અમીનો ભરેલો શાહી હાથ મરતા ઈથિ-પીયન પર ફરી રહ્યો.

"મારો દિકરો......" ઝાડને ઓથે પડેલા એક રાતા માંસના ઢગલા તરફ પેલાએ મિંચાઈ જતી આંખો લંબાવી. એનો જુવાન દિકરો દુશ્મનોની ગોળીઓથી કોચાઈ ગએલો પડયો હતો.

"એ દેખાય..." શહેનશાહ મરતાં ને મરેલાંની હરોલ-માંથી માગાડાલાના કિલ્લાની ચારે કોર ચેતેલો દાવાનળ દેખી રહ્યો. એ પહાડી કિલ્લાની આસપાસ સેંકડો ઘરબાર ભડભડી રહ્યાં હતાં.

"એ બેસ! રાસકાસાનો દિકરો, આગળ જાય છે." કોઇએ આવીને કહ્યું.

"કેમ! જવા જેવું છે?" ગીબીના એક આવાસમાં શહેનશાહ થોડા કલાકના આરામ પછી ઉઠતા હતા.

"જી, આખા ગામનાં ગામ સળગે છે, મડદાનાં ઢગ લાગી ગયા છે. રસ્તો ચોકખો કરાવવો પડશે નહિં તો સડતાં શરીરો......"

"ભલે, ભલે..." શહેનશાહે વચમાં કહ્યું ને ઉમેર્યું "પણ આપણે ઇટાલીયનોની હીલચાલ વિશે જાણવું જોઈશે, અને આપણો આપણો એડીઅબાબાનો રસ્તો..."

"સલામત છે, પણ જરાક જલદી...આપણે વારાહેઇલુ થઈને જવું જોઈશે" ચાલનાર ઉતાવળો થયો.

"પણ ડેસી તો પડયું ને?"

"જી, અને એડીસઅબાબાના સમાચાર નથી પણ એનું ભાવી કલાકોમાં ગણાઇ જશે."

"હા" શહેનશાહની આંખો કઠોર વિરાગ પામી રહી.

"ઠીક તૈયાર કરો" એણે ઉભા થતાં કહ્યું.

"તૈયાયારીઓ થઈ ગઇ છે, આપણે ઉપડીએ જેમ બને તેમ જલદી."

"ચાલો ચાલવા માંડીએ" શહેનશાહે પગ ઉપાડયા.

"કેટલે દૂર...!" વારાહેઇલુથી થોડે દૂર એક દોડતા ઘોડેશ્વારે સૌને અટકાવ્યા હતા. શહેનશાહ આતુરતાથી પૂછતો હતો.

"એએરા ભિડાવે છે, પણ......"

"પણ શું ? કેટલા છે ?"

"બસો ઇટાલીયન ઘોડેશ્વારો."

"તમે સૌ શું ધારો છો ?" શહેનશાહે આસપાસ વિંટળાયલા છેલ્લા સરદારોની સલાહ માગી.

"વારા હેઇલુથી જ જઈ શકાત પણ ત્યાંનો નાયક નાસી છૂટયો છે, આપણે એક જોખમ ખેડવું ન જોઇએ."

"તો પછી...!" શહેનશાહ જોઈ રહ્યો.

"ડોબાથી જીરા જઈએ અને ત્યાંથી લોરીરસ્તે અબાબા" સૌ સંમત થયા.

# ૩૧—વિદાય

એ બેઠો હતો, યુથોપીયાનો શહેનશાહ, લુંટાતી શહેનશાહતના ખંડેર જેવો, ચિતકાર કરતા પટકાઈ પડતા યુથોપીયાના જીવનના ઘુંટાતા શ્વાસ જેવો. આઠે પહોર એના કાનમાં મરણના અવાજ ઉભરાતા હતા, દુઃખની, શોકની, નિરાશાની, રોષની ગંભીર મૂર્તિ જેવો એ ભવ્ય બેઠો હતો, જાણે હાલશે જ નહિ. તોય એ હાલ્યો. શહેનશાહની જેમ ઉભવા માંડ્યો એનો ઉઠતો દેહ, આરસની પ્રતિમા જેવો પ્રતિભાવાન લાગ્યો. એણે અગાસીની કિનારી પર હાથ ટેક્યો. એ આખા આડીસ અબાબાના લોહી નિગળતા દેહને એકજ નજરમાં અમાનુષિ રીતે જોઈ રહ્યો. યુથોપીયાનું પાટનગર વિકરાળ હસતું હતું, એનાથી હસાયું નહિં, એણે અંદરના જીવનની સંજ્ઞા જેવી જીભથી સૂકાતા હોઠ પર ઉડતાં અમી ચોપડ્યાં.

“બાપા, બાપા……” એક કારમી ચીસ એના શરીર પર વિંટળાઇ વળી, એનામાં જીવન જાગ્યું. “મારાથી નથી જોવાતું” શહાઈએ એની છાતીપર મોઢું ઢાંકી દીધું.

" તું હજુ નાની છે, ટેવાઈ જવાશે, મારાથી જોવાય છે " ઇથોપીયાના શહેનશાહનો હાથ એની બેટીની પીઠ પર પથરાયો.

" આપણે પરવારી ગયાં. બધી સરહદોપરથી માઠા સમાચાર આવે છે, અને આપણા સિપાઇઓનાં ટોળે ટોળાં ડોડચાં આવે છે, બધા અપંગ થઈ ગયાં છે, કોઈની આંખોમાં ઉતરડાઈ ગઇ છે, કેટલા સાવ નાગા છે, ઘણાની ચામડી ઉખડી ઉડી છે, ગેસથી ઘણાંના શરીર બળી ઉઠયાં છે, ડોસાઓ, ડોસીઓ, છોકરાઓ છોકરીઓ, નાનાં બાળકોના ચિત્કાર, મારાથી એ નથી દેખાતું......" શહાઇએ રડી દીધું.

" હું તેજ જોઉછું " શહેનશાહતની છેલ્લી પ્રતિમાનો સુક્કો અવાજ આવ્યો, " તું તૈયાર થા, આપણે જોખમમાં છીએ " શહેનશાહ જોઈ રહ્યો. શહાઈ જોઈ રહી. બન્નેની આંખોએ એકબીજા પર કારમી નજર ઠેરવી.

" એ ગોરાંઓ બધાં હરામખોરો છે, મેં રાષ્ટ્રસંઘની મહિલાસમિતીની અધ્યક્ષને કેટલી અરજો ગુજારી કે ભગવાનને ખાતર અમને મદદ કરો, તમારા ભાયડાઓ, તમારા દિકરાઓ અને તમારા બાપોઓને અમારી વ્હારે ધાવા વિનવો. અમારાં વતનીઓને અમારાં કુમળાં બાળકો ઇટાલીના વિમાનોમાંથી વરસતા ઝેરી ગેસમાં સળગી મરે છે અને......"

" અને જો પેલાં વિમાનો આવે " શહેનશાહે દૂર ક્ષિતિજ પર દેખાતાં ટપકાં જેવાં વિમાનો પર હાથ લંબાવ્યો. " એ લોક કંઈ કરવાના નની. એ બધા ચોરનાભાઈ ઘંટીચોરો છે,..." એનો અવાજ ઘુંટાતો બોલ્યો " મેં એ રાષ્ટ્રસંઘને અરજો ગુજારવામાં કંઈ બાકી નથી રાખ્યું. રાષ્ટ્રસંઘતો ધાડપાડુઓની

લુંટ સાચવનારી જમાત છે. ફ્રાન્સે આ હત્યાકાંડને સંમતિ આપી છે, બીજાને કાંઇ પડી નથી, મને એક અંગ્રેજમાં વિશ્વાસ હતો, કારણ કે આપણને મદદ કરવામાં એનો પોતાનો જ સ્વાર્થ હતો, પણ એ વેપારી સરકારના નફાના હિસાબ જુદા નીકળ્યા હશે... તને ખબર છે...?" એની આંખો કરૂણ જોઈ રહી "અમીરોની સભામાં સેસીલે આપણે ત્યાં મરણ વરસાવતા ઝેરી ગેસનો સવાલ માર્ચની ૨૪ મીએ નીકળ્યો ત્યારે હેલીફેક્સે જવાબ આપ્યો કે એ વાતની હજુ મારી ખાત્રી થઇ નથી, આપણે એ માનવામાં ઉતાવળ કરીએ તો ઇટાલી જેવા એક મહાન દેશની આબરૂ પર હાથ ઉગામ્યો કહેવાય"

"હેં!" શહાઈ અજાયબીમાં ભાળો રહી. એની નજર સામે એ ધાડપાડુઓની માતા રાષ્ટ્રસંઘ લોહી નીગળતો ને લાજ લેવાતી ઇથોપીયનનારીનો ભયંકર ઉપહાસ કરતી લાગી.

"હા, અને ત્યારથી મેં આશા છોડી પશ્ચિમની વેપારી સરકારોનાં બધાં વચન જુઠાં છે, એમની સાથેની બધી સંધિઓ ખોટી છે, એ સૌ ગુંડાના સાગરીતો છે, આજનો આ દિવસ આપણે માટે છેલ્લો છે, કોણ જાણે રાત કેવી ભયંકર પડશે, આપણે ઉપડી જવું જોઈશે હમણાં ને હમણાં......" શહેનશાહે પુઠ ફેરવી.

"ક્યાં જાવ છો!" શહાઈએ ક્ષિતિજપર દેખાતાં ટપકાં જેવાં વિમાન તરફ બીકથી જોયું, ને બૂમ પાડી.

"સમય થયો છે, આપણું પ્રધાનમંડળ મળે છે, તુંય આવી લાગ" એણે ચાલવા માંડયું.

"પણ ક્યાં!" પાછી શહાઇએ બૂમ પાડી.

" શાંતિને સાચવી રાખવાની આજ કસોટી છે, આકરી ન થા, વિશાળ મહાલય તરફ આવી લાગ " શહેનશાહે ચાલવા માંડયું.

રાજસભા છેલ્લીવાર મળી હતી. ચારેકોર લોકોની ઠઠ દૂર દૂર ઉભરાતી ઉભી હતી. શહેનશાહ ઉતર્યો, એક ભયંકર શાંતિથી સૌ ચમકી ઉઠ્યાં. હજારો નજર તફારીપર તાકી રહી. એ કેવો લેવાઈ ગએલો લાગતો હતો ! થાક, દુઃખ, નિરાશાના એના માથામાં કેવા આકરા ધબકારા ઉઠતા હતા ' રાજનો ભાવભર્યો ને ખુશનુમા ચહેરો આજે કેવો ઝડપાઈ ગએલો દેખાતો હતો ! યુરોપીયન જનતાએ એના પગલાં પહેલીવાર લથડતાં દીઠાં, " હેઈલિ સેલાસી " એક મોટી ચીસ જેવો પોકાર, મહેલની આસપાસથી દિવાલને ઘેરી વળ્યો.

પાછી ભયંકર શાંતિ પથરાઈ. શહેશાહે આસન લીધું. " લોરેન્ઝો ! " એનો અવાજ લથડ્યો.

પાસેથી એક પડછાયા જેવી આકૃતિ ઉભી થઈ, એક હતાશ થએલો હાથ લંબાયો. લોરેન્ઝોએ રાજાના હાથમાં નાસીજવાને માટે તૈયાર થએલી યોજના મૂકી. તફારી ( હઈલ સેલાસી ) તાકી રહ્યો. એણે લોરેન્ઝોને બેસી જવા ઈશારત કરતાં કહ્યું " બારટન "

એક અંગ્રેજ શરીર ઉંચકાયું.

" તમારી સરકાર ઇટાલી સામે મૂકાયલા જીનીવાના પ્રતિબંધો લંબાવશે એમ તમને લાગે છે ? " શહેનશાહનો સવાલ આવ્યો. બારટને માથું હલાવ્યું " ના શહેનશાહ, એ તો એક પ્રયોગ હતો, ને......"

"નિષ્ફળ ગયો છે" શહેનશાહે પૂરું કર્યું ને તિરસ્કારથી કહ્યું, "પ્રયોગ! વેપારી સરકારોના બધા પ્રયોગ......"

"વૈજ્ઞાનિક હોય છે નામદાર" બારટન વચમાં બોલ્યોઃ

"હા" તફારી ભયંકર હસ્યો "વેપારી સરકારનું વિજ્ઞાન યુરોપની પ્રયોગશાળાઓમાં ફાસીઝમને જન્માવે છે પણ એ બાળક મરેલું સાંપડવાનું છે ને એની સુવાવડી માતાનું મરણ લાવવાનું છે......અને તમે?" શહેનશાહે ફ્રેંચ પ્રતિનિધિ પર આંખો સ્થાપી "તમે શું ધારો છો?"

"આપ આડિસઅબાબાનો બચાવ કરવાના છેલ્લા પ્રયત્નને મોકુફ રાખી પાટનગર છોડી દો તેજ ઠીક છે કારણ કે એથી ઈટાલીનો પાટનગર પર આકાશી હલ્લો થશે અને ત્યારે યરોપની અને બીજા દેશોની અહીં વસ્તી પ્રજાઓની ઈટાલીનાં વિમાનો-માંથી વરસતા બોંબ અને ઝેરી ગેસથી ભારે ખૂવારી થવા સંભવ છે."

અમેરિકન પ્રતિનિધિએ પણ લચકાતા પેટની દુંડ પર હાથ ફેરવતાં હા ભણી.

"કાસા!" શહેનશાહનો કારમો અવાજ આવ્યો. પાછળથી કાસા ઉભો થઈ ગયો. "હું તમારી સલાહ માગું છું"

મારી પણ એજ સલાહ છે, આપણે ભયમાં છીએ. દુશ્મનો ઝેરની આગ રેલાવતા આગળ વધે છે, નસીબુ મરવા પડ્યો છે, ટાપા નાસે છે, ઇટાલીયનો આવી પહોંચશે, આડિસઅબા-બાની આખરી પળો......

"અહીં કેટલીક સંખ્યા છે?" શહેનશાહે વચમાં પૂછ્યું.

"દશ હજાર"

" મારી સાથે આવો " રાજાએ કાસાને ઉઠતાં કહ્યું. કાસા બોલ્યા વિના ચાલ્યો. બંને ખાનગી મસલત કરવા સાથેના ખંડમાં ચાલ્યા ગયા.

" તમે સવારમાં ઉપડી જાવ" રાસતફારી મધરાતે એની રાણીને સમજાવતો હતો.

" ક્યારે ? "

" શનિવારે, એટલે સવારમાંજ, આજે શુક્રવાર છે " તમારા વિના નહિં, તમે પશ્ચિમની સરહદ પર ન જાવ, અમારી સાથે આવ, અહિં તમારૂં હવે કામ નથી રહ્યું, પશ્ચિમમાં ગાળા લોક છે, તમે પકડાઈ જશો

" પણ કાસા શું કહે છે ? " રાજા બાજુએ બેઠેલા એક છેલ્લા સાથીદાર તરફ ફર્યા.

" એજ " અવાજ આવ્યો. તમે પણ જીબુટી પહોંચી જાવ ને ત્યાંથી યરોપ "

" હું......" શહેનશાહના શબ્દો લથડયા.

" હવે વખત નથી, મેં મારૂં આખું જીવન તમારાં ફરમાનો ઉઠાવ્યાં છે, આજે મારી એકજ વિનંતી......"

" ના, ફરમાન, હું માથે ચઢાવું છું " તફારી ફિક્કું હસ્યો, ને બબડ્યો " હું યરોપ જાઉં......"

" હા " કાસાનો મક્કમ અવાજ આવ્યો.

" સવાર થવાને કેટલીવાર ? "

" ચાર કલાક, સ્ટેશન પર ગાડી તૈયાર છે, જીબુટીમાં કેપ્ટન મોરગાનનું જહાજ તૈયાર ઉભું છે " રાણી ઉતાવળી થતી બોલી.

" હું ય તૈયાર છું, નિરાશાની મૂર્તિ જેવો તફારી બોલ્

રહ્યો, "૧૯૩૫ ની શરૂઆતથી મેં બૂમો પાડવા માંડી હતી કે રાષ્ટ્રસંઘનો એકત્રિત સામનોજ યુથોપિયાને બચાવી શકશે, એ ગુંડામુડીવાદની વેપારી સરકારોએ મારો કેવો ભયંકર ઉપહાસ કર્યો છે? એ બધાં અપમાનોને અપનાવી લઈ હું પાછો શ્રીમંત-શાહીના દોરને ચલાવતા પૈશાચિક પશુઓ પાસે દાદ માગવા જાઉં છું" એની આંખે અંધારાં આવ્યાં, એણે માથે હાથ દીધો.

"ઈ...લી...ઓ..." એક મોટા અવાજ સાથે કારમી કિકીયારીથી જાણે આખો મહાલય મધરાતે કંપી ઉઠ્યો. ત્રણે જણ ચમકીને ઉભાં થઈ ગયાં. શહાઇએ લાત મારી બારણાને ખોલી નાખ્યું ને અંદર આવી ઉભી. એની આંખો ફાટી ગઈ હતી, એના પગ ધ્રૂજતા હતા, એની છાતી જોરથી ઉછળતી હતી. એણે રાડ નાખી.

"મા, મેનેન"

"બોંબ પડ્યો?" રાણી મેનેને શહાઇને દાબી દેતાં પૂછ્યું.

"આપણી બાઈઓ ચુંથાઈ જઈને પડી છે. આપણો ઘોડાનો રૂસાલો ઉડી ગયો, આપણે......"

"મેકોનેન!" રાણીએ રાડ નાખી

"મેકોનેન જીવતો છે, મુરખો છે, એરોપ્લેનનો સામનો કરવા તોપચીઓની છાવણી તરફ દોડતે ઘોડે ઉપડી ગયો"

શહાઈ ઉતાવળી થઈ.

"મુરખ નથી" તફારી પાસે આવ્યો. "મારા પછી એ શહેનશાહ થવાનો હતો" બોલતો શહેનશાહ બહાર ચાલ્યો ગયો. એણે બહાર નીકળીને હુકમ આપ્યો "ગીબીના દરવાજા પરની નોબતો જોરથી વગડાવો."

મહાન મેનેલીકના મિજબાની ખંડપર આવેલા ગીબીના દરવાજે નોબતો ગગડી ઉઠી.

" લીલાપીળોને રાતો વાવટો ફરકાવો " બીજું શાહી ફરમાન નીકળ્યું.

યુથોપીયાની વિલાતી શહેનશાહતનો ત્રિરંગી વાવટો છેલ્લી વાર ફરકી ઉઠયો. વાવટાના પાયા પાસે બેઠેલ્લો આરસનો ભયંકર વનરાજ જાણે છેલ્લીવાર કેશવાળી ઉછાળી રહ્યો.

વિશાળ મહાલયના રંગમંડપમાં છેલ્લી રાજસભા ક્ષિતિજને પેલે પાર આથમી જતા શહેનશાહનો શાહી " આવાજ " (અવાજ) સાંભળવા ભરાઈ બેઠી હતી.

" હેઇલ સેલાસી " સભા આખી ઉભી થઈ ગઇ. તફારી આવ્યો, ને ઉભો. શાહી અવાજ સંભળાયો.

" રાસ ગટેશુ, ડેડીઆઝ અને ફીટારારી ત્રણ લશ્કર લઈ પાટનગર પર આવતા દુશ્મનોને રોકવા ઉપડી ગયા છે, અને હું વિદાય લઉ છું " શહેનશારના છેલ્લા અવાજમાં યુથોપીયાનો કણેકણ કકળી ઉઠયો. જાણે યુથોપીયાનું જીવન શહેનશાહના સાદમાં ચિત્કાર કરતું હતું, " હું જાઉ છું. તમે સમાલજો. વેપારી સરકારોએ દગો દીધો છે. ઈટાલીના મુડીવાદી ગુંડાની ખુની સેના ડેમ્બરાની લગોલગ આવી પહોંચી છે......" એનો અવાજ ભરાઇ આવ્યો. " હું ત્યાં જાઉ છું જ્યાં મુડીવાદી નફાખોરીનાં પાખંડી રાજ્ય છે, હું તેમની પાસે ન્યાય માગવા જાઉ છું જેમણે ન્યાયનો ઉપહાસ કર્યો છે. હું તમારી સૌની વિદાય લઉ છું, આપણે સૌ એકબીજાની......" એ આગળ ન બોલી શકયો. આખી સભા આરસમાં કોતરાઈને બેઠી હોય તેમ અવાક બની અનિમીશ જોઈ રહી.

# ૩૨–અબાબાની કત્લ

**સ**વાર પડવાને થોડી જ વાર હતી.

રાણી મેનેનના લતામંડપ પાસે યુરોપીયાનું પ્રધાનમંડળ ઉભું હતું. એના માથાના ભારથી ચગદાઇ ગએલો ફ્રિગુ બહાર ખુરશીમાં ઢગલો થઇને પડયો હતો. ઝીરાક એના વધી ગએલ દમના ગુંચવાતા શ્વાસને આરામ આપવા થાંભલાને અઢેલીને ઉભો હતો. જ્યોર્જ એના ભાઇના ખભાને ટેકવી શાંતિથી રાહ જોતો હતો. મીશા અંગ્રેજી પોશાકમાં ફિક્કો જોઇ રહ્યો હતો. સ્પેન્સર સાફાઇની આંખોમાં કાણાં પાડતો હોય તેમ તાકતો ઉભો હતો. લતામંડપથી થોડે જ દૂર થોડાક યુરોપીયન જુવાનોનું એક જુથ જાણે ઝંપલાવતા જીવન જેવું અધીરૂં ખડું હતું.

"બીરૂ, બીરૂ..." એક ગેબી અવાજ આવ્યો. બૂમ પાડયા વિના સૌ ટટ્ટાર થઇ ગયા. રાડ નાખ્યા વિના સૌ હતા ત્યાં જ ઠરી ગયા. "બીરૂ, બીરૂ!" આખા લતામંડપમાંથી માણસનો જ હોય તેવો, એક દબાયલો બીધેલો અવાજ કફન જેવો પથરાયો. લતામંડપને મોખરે ઉભેલું પ્રધાનમંડળ ચમકી ઉઠયું.

ચમકેલા જીવનમાં થઈ એક શબ જેવું માનવી ચાલ્યું આવતું હતું. એનો એક કાન ઉખડી ગયો હતો, એક આંખમાં કાણું પડ્યું હતું. આખા ચહેરા પરથી ચામડી લોચો થઇને સરી પડી હતી. એના હાથપગ ને સાથળમાં ઘા ફાટ્યા હતા. " હું જ, હું...બીરૂં " પેલો પાસે આવ્યો. સૌ એક પળ વાર અવાક ઉભા.

" હું ઓળખાતો નહિં હોઉં, પણ હું જ આયેના બીરૂં છું, ઈજનેર. " બીરૂ સૌને કંપાવી રહ્યો.

" મારાથી જીવાશે નહિં...પણ તમે શાહને કહેજો કે મારી સાથેના બધા કામદારો ઈટાલીના બોંબ નીચે ટુકડે ટુકડા થઈને પડ્યા છે, જીવ્યા ને નાઠા તે ગેસમાં સળગે છે, અને હું..." બીરૂનો અવાજ લથડ્યો. ટગમગતી એક આંખ હોલવતા દીવા જેવી ચમકતી ફાટી રહી. એનો પડછંદ દેહ પટકાઈ પડ્યો.

સભામંડપનું બારણું ખખડ્યું. સૌ ચમકીને અક્કડ ઉભા. બારણામાંથી ઉઘાડા પગવાળા રાણીના છેલ્લા નોકરો નીકળ્યા ને તફારી અને એના મેનેન માટે રસ્તો કરતા આગળ ચાલ્યા.

બારણામાં એ દેખાયો " હેઈલ સેલાસી " એક મોટો અવાજ બરાડી ઉઠ્યો. એ આગળ આવ્યો ને ચાલ્યો. એનો આખો ચહેરો લેવઈ ગયો હતો, એની આંખનાં અમી પડી ગયાં હતાં. એ ચાલતો હતો, એના પગ જમીનને અડે છે કે નહિં તેની એને ખબર નહોતી, એનાં અંગમાં લોહી વહે છે કે નહિં તે એ જાણતો નહોતો. એના હૃદયના ધબકારા એને છેતરતા હતા, એની પાંસળીયો નીચેનાં ફેફસાં જાણે ઉડી જતાં હતાં. એની પાછળ મેનેન નીકળી. મેનેન પાછળ શહાઈ હતી અને શહાઈ જોડે મેકોનેન ચાલ્યો. બધાં ચાલતાં હતાં, ચૂપચાપ.

થોડી વારે કાસાએ ટેલીફોનમાં ઇમિરૂને અવાજ આપ્યોઃ "શહેનશાહને લઈ ટ્રેન જીબુટી પહોંચવા ઉપડી ગઈ છે,"

આમહારિકના ટેકરા ચઢતી ઉતરતી ગાડી વાંકીચૂંકી ચૂપકીથી ચાલી જતી હતી. ગાડી અંદરનું શાહી કુટુંબ ગાડી નીચેથી સરી જતી ઇથોપીયાની ધરતીના કણેકણને નીરખી રહ્યું હતું, ઇથોપીયાની વનરાજીઓને, પર્વતોને અને કારમી કરાડોને મમતાથી જોઈ રહ્યું હતું. જાણે ઇથોપીયાના પ્રાણ સાથે જોડાયલા એમનાં જીવનને કોઇ કાળનાં પાશવી બળો ઉતરડી રહ્યાં હતાં.

"શહાઇ" ચાલતી ગાડીના ડબ્બામાં બાપાએ એની બેટીનો હાથ જોરથી ઝાલ્યો. શહાઇ જોઈ રહી. તફારીએ આગળ ચલાવ્યું: "ઇથોપીયાની પ્રજાને મેં કોઈ પળે દગો નથી દીધો, મારો એકેએક વિચાર એના સુધારાનો થયો છે ને મારી એકેએક ઇચ્છા" શહેનશાહના ગળામાં અવાજ અટક્યો.

"તમારી ઇચ્છા બર ન આવી...ક્યાંથી આવે? આજે તો વેપારી સરકારોની ઇચ્છા, ઝરી ગેસનો સુધારો બળવાન બનાવે છે, પણ તમને સંતોષ........"

"મને સંતોષ" શહેનશાહના શબ્દો હોઠ પરથી ઉડી ગયા. બધા શબ્દોને શમાવી દેતું એંજીન હોય તેટલા જોરથી ધમધમતું દોડતું હતું.

અબાબા જાગ્યું. એની છાતીપર ઓથાર ચઢ્યું હતું. ધબકતી છાતીની ધમણો ફાટતી હતી, એનાં ચુંથાતાં અંગ લોહીથી ગળતાં હતાં, એના વીંખાતા વાળ મુળમાંથી ચૂંટાતા હતા. એની આંખોનાં આંસુ લોહી ટપકતાં હતાં. એ ઝબકીને જાગ્યું ને જાગીને જાણ્યું........"શહેનશાહ સીધાવી ગયા."

સવારના સાત વાગતા હતા. સુરજ ઉગતો હતો. ઉગતા સુરજમાં અબાબાનું આથમતું જીવન અંતકાળના સન્નિપાતમાં સફાળું સળવળી ઉઠયું. જાણે એ એના આવેશના આવેગમાં વિકરાળ હસ્યું. એના હાસ્યના ખખડાટમાં લોહીના ઉબકાની છોળો ઉડી. જાણે આઠ હજાર ફીટની ઉંચાઇએ રાતા ફૂવારા ફાટતા હતા.

"પણ આ છે શું?" ગ્લેસી હોટેલના એક ઝરૂખામાંથી યુરોપના એક છાપાનો પ્રતિનિધિ આંખો ચોળતો રાડ નાખતો હતો.

"ગીબીના બન્ને દરવાજા ખૂલી ગયા છે, સાહેબ; શહેનશાહ ગયા છે. સાહેબ મુસો...આવીને આગ લગાડે ત્યાં સુધી અબાબા આઝાદ છે, બાપુ!" એક યુથોપીયન નોકરે આવીને સમજાવ્યું.

"પણ બેયેના! આપણું શું?"

"આપણું!.........શી ખબર...!" બેયેના જોઈ રહી.

"શું કરૂં......સાહેબ!" એ બબડી.

"કેમ?"

"તમારા લોક......" એ બોલી,

"હા, મારા લોક હરાખોરો છે, પચાઉગીરો છે, ઉજળા લેબાશમાં બહારવટું ખેડનારા બહારવટીયાઓ છે, માણસાઈને રંજાડનારા રોગીઓ છે. કોણ શાહીવાદમાં એ નથી હોતું? ને કોણ વેપારી જમાત જુદી હોય છે? દેશ કે કાળ ગમે તે હો!" પ્રતિનિધિ યુરોપની જાતને ઉકેલતો હતો, હોટેલની નોકર બાઈ સમજ્યા વિના જોતી ઉભી હતી.

"પણ આપણે ભાગવું જોઇએ," એ એકાએક બોલી ઉઠી, "અમારા શેઠે કહાવ્યું છે કે જાનમાલના જોખમદાર અમે નથી."

"પણ ભાગવું ક્યાં!" પ્રતિનિધિએ બગલમાં કેમેરો ભરવ્યો અને બીજા ખભા પરથી કાગળનો ને થરમોસનો થેલો લટકાવ્યો "મારી પીસ્તોલ લાવ."

બાઇ પીસ્તોલ લાવી ને બોલી "ગીબીના દરવાજાની બહાર."

"ઠીક ઠીક. મારા માણસને બોલાવ." પ્રતિનિધિએ પગથીયાં તરફ પગલાં માંડયાં.

"ગીલો, ગીલો......" વિફરેલી માણસાઇની બૂમો ઉઠી.

"લેવાય તે લો બાપા" અબાબાનાં બજાર ખુલ્લાં મૂકાતાં બોલી ઉઠયાં.

"અને કપાય તે કાપી નાખો" લોહી નીગળતા હાથ ઉન્માદમાં ઉછળતા થઇ ગયા.

"પણ હથિયાર, હથિયાર" ટોળેટોળાં રાઇફલો, છરાઓને બંદુકો સજવા દોટ દેતાં હતાં.

"ઇ–યામા–લી......"એક બૂમ પડી, અને એક ચીસ પડી. બૂમો વધી, ચીસો વધી, હાથ ધવાયા, પગ પટકાયા, આંખો એની બખોલોમાંથી ઉછળી ઉચળીને પડી, ખોપરીઓનાં માખણથી રસ્તા ચિટકયા, આંતરડાનાં ગુચળાં ભરબજારમાં અટવાયાં, એક ચિત્કાર! એક બૂમરાણ! દાંત કકડતાં શબના ઢગલા રસ્તા પર સૂવા માંડયા. ઇટાલીનો મુડીવાદ આવતો હતો. એના આવતા પહેલાં આવકારનાં અઘોર મંગળ મંડાતાં હતાં. એ

રાતા રસ્તા પર એનાં પગલાં પડવાનાં હતાં. એ ચિત્કાર કરતા પાટનગરમાં સામુદાયિક કતલના સુસવાટ શરૂ થવાના હતા. અને મુડીવાદી મારાએ મોકલેલા મુસોલીનીના ડાઘુઓ શબો બતાવીને બોલવાના હતા કે “અમે વિજેતા છીએ, અમે ઇથોપીયાને સુધારવા આવ્યા છીએ.”

એક હોકાર ને રાજમહાલય ખૂલ્લો મૂકાયો. “હેઇલ સેલાસી એક નાદ ધુધવ્યો ને મનમાં મલકાતો બોલ્યો “ કેવો ભલો! જતાં જતાં જાહેર કરતો ગયો કે ‘ મારૂં બધું મારા વ્હાલાં ઇથોપિયનોનું છે.”

એક મોટી ખૂમરાણ બરાડતી દોડી. કારાગારનાં બારણાં પટકાઇ પડયાં. અબાબા આઝાદ છે! કેદીઓનાં ટોળેટોળાં વિકરાળ હસતાં ને લોહી ઉછાળતાં દોડયાં. પાટનગરનું વિફરેલુ જીવન જેહાદ જગાવી રહ્યું.

“ ધાનોટાકીસ ” નવ ને દશની વચમાં એ ઇટાલીયન વેપારીની પેઢી પર હથોડા પડયા. ભાંગીને ભૂક્કા ઉડેલા એના મહાલયમાં આગ ભભૂકી ઉઠી. ઇથોપીયાના પાટનગરને ખૂણે ખાંચરે ઇટાલીના મૂડીવાદની વ્યવસ્થિત લુંટ ને ખૂનામરકી પહેલાંની, અવ્યવસ્થિત લુંટ ને ખૂન ખૂલ્લાં મૂકાયાં.

ખૂલ્લાં મૂકાયલાં ખૂનામરકી ને લૂંટફાટમાં નાત જાત ને રંગરાગના ભેદ ભૂલાયા. ગરીબાઈ એકલી ઘૂરકતી હતી. શ્રીમં-તાઇ એકલી વધેરાતી હતી. આંધળાને પણ દેખાય તેવા દબાયલા વર્ગવિગ્રહ વિફરી ઉઠયા, બહેરાને પણ સંભળાય તેવા દબાયલા વર્ગવિગ્રહ બરાડી રહ્યા.

સંતો ને મહાત્માઓને પણ સમજાઇ જાય અને આધ્યા-ત્મિકતાની પણ આંખ ઉઘડી જાય કે આજની શોષક ને

શોષિત વર્ગોવાળી સમાજ રચનાના પ્રાણમાં વર્ગવિગ્રહ વિના બીજું કશું જ હોતું નથી તેવી એક વાત ઇથોપીયાનું પાટનગર બોલી રહ્યું.

" પહેરો રે પહેરો ! " એક બાઈએ રેશમ લપેટતાં રાડ નાખી. " એનો બાપ ક્યાં પરસેવો ઉતારવા ગયો હતો ! " બીજીએ મખમલ ખેંચતાં એક છાતીમાં એક છરી ઉતારી દીધી.

" મારગારા...મારગારા..." પીસ્તોલોથી સજ્જ થએલી પાટનગરનાં તરસ્યાં નાગરિકોની એક ટોળી રસ્તા પરના એક લોહી નીકળતા આદમીને અંતરના ઉમળકાથી બોલાવી રહી. " લે, લે, મારા ગળાના..." ગોરાઓના જ ગળામાં ઉતરે એવા દારૂના પ્યાલાના ખેલ ખેલાઇ રહ્યા.

" પારૂ-પારૂ-દોડ દીકરા " એક બાઈ એના દીકરાને લઈ એ દોટમાં દોટ દઇ રહી. " એ ફ્રેંચનું છે, એનાં પતરાં ઠોકી ઠોકીને આ ચામડાં ખરબચી ગયાં છે. " મોટરોનું કારખાનું એના બનાવનારાં આક્રમણથી ખખડી ઉઠયું. મોટરોના સંચાઓ તૂટી ગયા. મોટરોની ગાદીઓના ફુરચા ઉડયા.

" એને ઉંચકો, સરઘસ કાઢીએ." ઈંડો ઉંચકાયો હતો.

" હરામખોર જાસુસ છે, કારણ કે એનું નાક વાંકુ છે, અને ત્યારે તેનો ડોળ નહોતો જોયો ! " ઇંડોનું આવી બન્યું. એનાં અણગમતાં અંગ ઉખેડી લેવાયાં.

" માળો જીંગો જડતો નથી નહિ તો–'. જેલમાંથી છુટનારાં જેલના મુખી જીંગાને શોધતાં ઉછળતાં હતાં.

" પકડો, મારો–રાખો–" જર્મનીના વાસથી દૂર એક

**જુવાન છોકરી ગભરાયલી દોડતી હતી ને વિફરેલાંથી વિંટાયલી થરથરતી ઉભી હતી.**

"કોણ તું !"

"લોલીટા"

"તે કોણ ?"

"જરમન"

"ક્યાં, કેમ, યા—" આખો સમુદાય ગુંજી ઉઠ્યો.

"રાખો, રાખો" નીબુના હાથ ઉંચકાયા ને અવકાશ લેતી છરીઓને વારી રહ્યા: "જવા દો, જરમન છે. સારી લાગે છે !

છોકરી આભાર ભરી આજીજી કરી રહી.

"ના તેથી નહિં, એનું નામ સરસ છે તેથી, આપણા જેવું." એકને સમજાઈ ગયું.

"તેથી, તેથી" સૌ સંમત થયાં. છોકરી જીવ લઈને નાઠી.

જાણે પાટનગરે એક ભયંકર રેચ લીધો હતો, જાણે અકરાતીયો કચરો આંતરડામાં દોટ દેતો હતો. વેપારીમંડળ એક થયાં હતાં. અમેરિકનો ને આસ્મીનીઅનો, ગ્રીકો ને સીરીયનો, ફિરંગીઓ ને સુદાનીઓ, અંગ્રેજો ને જરમનો, પારસીઓ ને વ્હોરાઓ, સૌ ભેદભાવ ભૂલી એક સાથે નીચે દોડ્યા જતા હતા, પટકાતા હતા, મદદ પામતા હતા. અગ્નિ પાછળ પવન દોડે તેમ આગ ફેલાતી હતી ને વકરેલી દોડતી હતી,

માનવદયાના હિમાયતીઓ જીવદયાની ડાંડીઓ ઉપાડતાં હતાં "હુ ઈપી" એક જાણે વિફરેલા ટોળાને "રેડક્રોસ" બતાવ્યો.

"તુ ઈપી–?–કોણ ?"

“અંગ્રેજ.”

“ઇટાલીના મુસાની જમાતવાળો.” રાતો વાવટો ઝડપાયો ને ધૂળમાં રગદોળાયલો પડ્યો.

“ફીરંગી-” એકે એના કપાળમાં રાઈફલ તાકી.

“રેડક્રોસ, રેડક્રોસ!” પેલો બૂમ મારી ઉઠયો.

“ચાર્ઈ માશકાલ” ટોળું વિફરીને બરાડ્યું. ઈપી પટકાઇ પડયો. ગટરમાંથી વહેતાં લોહીમાં એના લોહીનો વહેળો ચાલ્યો.

આખા બપોર સુધી આરમીનીયન વિભાગમાં લુંટ ચાલી. મેગડાલીની હોટેલ પાયામાંથી સળગી ઉઠી. પીકાડીલીમાં ભરાઈ ને આડા હાથ દેતો ધરડી દાઢીવાળો એક આરમીનીયન ડોસો એની દુકાન પર લટકતો હતો. એના પેટમાં કોઇની છરીએ અને એના માથામાં કોઈની બંદુકની ગોળીએ એના પ્રાણ હરી લીધા હતા. “બધું અમારી મહેનતનું છે...સોના દોકસો કર્યા છે..', બોલતા વિફરેલા હાથ એ લટકતા વેપારીની ભૂરી દાઢીને ખેંચતા ને ભયંકર હસતા જતા હતા.

“મહમદઅલ્લીની દુકાન લુંટો” એક ટોળીએ લાઠીઓ ઉછાળી, બંદુકો ઉંચકી, છરીઓ દેખાડી દોટ દીધી.

“પણ ત્યાં બેઠો છે-પેલો-” એક જણ હાથ લંબાવી બધાંને અટકાવતો કહેતો હતો: “અંગ્રેજ ને હિંદી સિપાઇઓ સાથે.”

“કોણ?” અવાજ આવ્યા.

“હોપ-ગીલ-અંગ્રેજ કોનસલ.”

"ચાલો, ચાલો, એ ઠાવકાય પેલા ઇટાલીના ગુંડા મુડીવાદની જમાતનો છે–" એક દોડયો, બીજો દોડયો, સૌએ આંખો મીંચી મારી મૂકયું.

મહમદઅલ્લીની કિલ્લા જેવી પેઢી, વિફરેલી માનવતાએ હચમચાવી મૂકી, બધી આગલી બારીઓના કાચ તતડી ઉડયા, પાછળના સળીયા ખેંચી કઢાયા.

"આવો આવો વાત કરીએ" મહમદઅલ્લી ફર્મમાં સંતાઇને હોપગીલે ઇશારા કર્યા.

"આમ શું કામ કરો છો...?" હોપગીલ સમજાવતો હતો.

"બૂમ" એક બંદુક ફૂટી. ગીલ સાથેનો એક ગોરો તરફડતો પડયો.

"મહમદઅલ્લીની દુકાનનો એ ઢોલીઓ છે" એકે પગ પકડી ખેંચવા માંડયો. બીજું ટોળું આવ્યું, ત્રીજું આવ્યું. આખું બજાર ઉભરાઇ ગયું. હોપગીલે આશા મૂકી.

બજારની બન્ને બાજુનાં ઘરમાં આરબો હતા, હિંદુઓ હતા, બ્રિટીશો હતા. સૌએ બારીઓમાંથી બંદુકો તતડાવી. વેપારી જમાતે કાળાઓના રાતા લોહીના રંગ ઉરાડયા.

"બસરાની દુકાન તરફ" હોપગીલે પોતાના માણસોને હાંકતાં કહ્યું. "ત્યાં દારૂગોળા ને રાયફલો ભરી છે, જો આ બદમાશોના હાથમાં આવ્યું તો..."

"પણ પણ..." એની આંખો બહાવરી ફાટી.

એના હોઠ ઉતાવળા ફફડયા......એનો હાથ ખભામાંથી ખેંચાઇને લંબાવ્યો, પેલી "પેગડાલીનોની આગ ફેલાય છે, ધાનોટાકીસને આગે ઝાલ્યું...દોડો દોડો......"

"કોણ? ક્યાં?" સૌ દોડ્યા, જ્યાં દોડાય ત્યાં. હોપગીલે પણ મુઠીઓ વાળી મારી મૂક્યું. જાણે પવન પણ હરિફાઇમાં ઉતર્યો હતો. એણે આગને ગાંડોતૂર બનાવી હાંકવા માંડી. બારીઓ તૂટી તૂટીને પડવા માંડી. પાટડા લથડી લથડીને શીશીઓ ને ક્બાટોને કચડવા માંડ્યા. એ કચ્ચરઘાણની વચમાં, હજારો જીભોવાળી જ્વાળા ચિચીયારી પાડતી ચાટતી હતી.

"પેલા ઓલોગનું દારૂગોળાનું કારખાનું!......" આગે એક મોટા ડહેલાને ઝડપ્યું. ધૂમાડાના ગોટા ઉડ્યા. ભૂરા ભૂરા ભડકા ભરખવા દોડ્યા. ગીઓરધીસની ચારે કોરની દુકાનો ચેતી ઉઠી.

એક મોટી દુકાનને આંગણે બોર્ડ લટકતું હતું: "મેડમ હારડી." મેડમ નહોતી. હારડી નહોતો. આખી પેઢી ખંડેર જેવી ઉભી હતી. માલના ભૂક્કા ઉડેલા પડ્યા હતા. લુંટાયલી દુકાન મોં ફાડીને ઉભી હતી. લુંટનાર કોઇ હતું નહિ, આગળ આવતી આગ પહેલાં બધાં લેવાય તે લઇને ભાગ્યાં હતાં.

એ બે જ બેઠાં હતાં. એક ઇથોપીયન દંપતી. બન્નેએ ગોરાંઓને પીવાનો દારૂ પીધો હતો. બન્નેને પ્રલયનો પવન વાગ્યો હતો. બન્ને તડતડતાં તાંડવને તાલ દેતાં બેઠાં હતાં. બન્ને જળહળતી જ્વાલાઓની દિવાળી દાખવતાં ગેલ કરતાં હતાં. "મેડમ હારડી" ઇથોપીયન એની વિફરેલી સાથીદારની મજાક કરતો હતો. બન્ને ગલીચાવાળી ખુરશીમાં ગબ થતાં ખડખડાટ હસતાં હતાં. એ વિફરેલા ઇથોપીયન દંપતીમાં ઇથોપીયાનું પાટનગર વિકરાળ હસતું હતું.

બોહેનેનબરગરનાં બારણાં ખખડ્યાં ને તડામાર તૂટ્યાં.

આદીસની એ ફોટોગ્રાફીક મોટી ફર્મ હતી ને રૂપાળાં નરનારીઓ ને છોકરાછોકરીઓના ફોટાથી મઢી હતી.

દિવાલો પરથી ફોટા તૂટી તૂટીને પડ્યા. કોઈનાં નાક વખણાયાં, કોઈની આંખોના રંગ ઓળખાયા, કોઈના માથાના વાળ ચૂમાયા, વિગ્રહે ઉમટેલી વિફરેલી માનવતાએ કલાનાં મૂલ્યાંક માંડયાં. કેમેરામાં રોલ ગોઠવાયાં ને 'લેન્સો'ના અરીસા પર અખતરા થયા. પછી આગ ભભૂકી.

"મારો હાળો એંશી વરસનો આ બીવન એની બુઢ્ઢી સાથે શો રંગમાં બેઠો છે?" એક ઉકળતી આગમાં દોડ્યો ને એક પાદરી દંપતીના ફોટાને ઉંચકી લાવ્યો. "મારા આઠ વરસના માલ્ટાએ તો અરીસામાંય મોં નથી દીઠું ને આ બન્ને ઢીમચાં- ઓ કરતાં કંઈ કેટલોએ રૂપાળો છે." એણે ફોટા તરફ દાંત કકડાવ્યા.

એક મોટી ચીસ પડી ને આખો મેકોનેનનો પૂલ કંપી ઉઠ્યો. એક ગ્રીક બાઈ વિખરાયલા વાળ સંકેલતી ધ્રુજતી પડી હતી. એનો આખો દેહ કંપતો હતો. એનું હૃદય ઉછળીને બહાર નીકળી આવે એવું જોરથી ધબકતું હતું. એનું આખુંય જીવન આંખમાંથી જતું રહેશે એવી આંખો બીધી હતી. એણે એક બીજી ચીસ પાડી ને માથે હાથ દઈ ઢળી પડી.

પાછળથી એક મોટર આવી. વિફરેલા વર્ગ વિગ્રહને વારવા દોડતી ઈસુના રાતા ક્રોસવાળી એ એક રાતી ગાડી હતી.

ગાડી અટકી. ઢગલો થયેલી બાઈ આખી ઉંચકી લેવાઈ. મોટરમાં બાઈની આંખો ઠેકાણે આવવા લાગી, એના ધબકારા ધીમા પડવા માંડ્યા. જાણે ભાનમાં આવતી હોય તેમ જોઇ

રહીને ધીમે રહીને છાતી સાથે ભારથી દાબી રાખેલો એક હાથ હળવો કર્યો. નીચે ત્રણ મૂર્તિઓ હતી. બે સંતની ને એક મેરીની. મેરીની કાખમાં તરતનો જન્મેલો ઇસુ હસતો હતો.

"સ્મીર્ના" બાઇએ ચીસ પાડી.

"સ્મીર્ના કોણ!" પૂર જોસમાં દોડી જતી મોટરમાંથી કોઈએ પૂછ્યું.

"સ્મીર્ના, મારો સ્મીર્ના..." બાઇ બાવરી બની ગઇ.

"સ્મીર્ના કોણ!"

"મારૂ બાળક, મારો સ્મીર્ના..." બાઇએ રાડ નાખીને વાળ ચૂંટ્યા. "પેલી લઈ ગઈ. મારી હેટ અને મારા બાળકને ય લુંટી ગઇ..." મોટર જોરથી દોડતી હતી. પાછળ આગ ભભૂકતી હતી. ઇમારતો કકડતી હતી ચીચીયારી ચડભડતી હતી. જાણે એ બધાં મુડીવાદી રચનાનાં રમખાણને જોતી મેરીની મૂર્તિ મૂરખ બનેલા એના ઇસુને પંપાળતી હતી.

પાટનગરનો વચલો ભાગ રાતો રંગાઇ ગયો હતો. દરેક મીનીટે નવી ચીસ ને નવાં શબ ઉગી નીકળતાં હતાં. જોરથી દોડી જતી મોટરો ને મડદાંના અંતરાય નડતા હતા.

"બકસટન!" એક બુમ પડી ને બકસટનની બાજુમાં બે ગોળીઓ પેસી ગઈ. બે દિવસના સડતા પડેલા એક શબ પર બકસટન તરફડતો પડયો. એની પાસે એક ઢગલો પડેલો હતો. એ ઢગલામાંથી એક શબ બનતો જુવાન છોકરો છેલ્લો બોલ્યો: "બકસટન...સાહેબ..."

બકસટનની છેલ્લી નજર દેખી રહી. એણે એને ઓળખ્યો. એનો ચૌદ વરસનો ગુલામ નોકર! એનો ચહેરો કેવો સુંદર

હતો! એનું નાક કેવું ધાટીલું હતું! એની મોટી આંખો પર પાંપણો કેવી પટપટતી હતી! ને એની ટોપી! બકસટનની મિચતી આંખો પૂરીપૂરી ઉઘડી ગઈ: "મારો બંગલો લુંટવામાં એ પણ હશે શું? મારી ટોપી……" એની આંખો મીંચાઈ. મીંચાતી આંખોએ વેપારી સરકારોની જમાતોએ જમાવેલો વર્ગવિગ્રહ પહેલી વાર પારખ્યો.

પાછી ચોચીયારી, પાછી કારમી કિકીયારી. પાછા વિકરાળ કકળાટે ક્રૂર પડધા પાડયા. માણસ પાછળ માણસ ચિતકાર કરતાં દોડયાં.

"નનુ…નનુ…', એક મોટા મહાલયનાં તૂટતાં કમાડમાં, ચીસ પડી.

"હા હુ…" નનુએ એક આગળ આવતા પેટનાં આંતરડાં ખેંચી કાઢયાં.

"અને જામા…" પાછી બીજી બૂમ પડી. જામાએ એની શેઠાણીનું ગળું મરડી હીરાનો હાર તોડી લીધો.

"મારા ભાંગાને રમવાનાં રમકડાંને મારી શાબાની ઢીંગલી' એ રમકડાં લઈને નાઠી.

આજે અઢાર વરસથી હું અને તે પહેલાં મારો બાપ આ ખુરશીઓ ને આ અરીસા, આ મેજ ને આ સોફા સાફ કરી કરીને હાથ ઘસી નાખતાં હતાં, આજે ય ન સૂવું? નનું નિરાંતે સૂતો.

"લૂટો બાપા લૂંટો" શાંગી કંઇ પણ લીધા વિના બધા વૈભવને જોઇ ગાંડીની જેમ અહીંથી તહીં દોડી રહી.

" ડેબરાડેબોન, ડોન, ડોન..." ખદબદતા તાંડવમાં આડીસ-અબાબાએ અઘોર તાલ દીધા.

" લી...લી...લી " ઈથોપીયાના જખ્મે થતા જીવને તેતાલ ઝીલ્યા. ખૂનામરકીના કારમા આનંદના આકરા ઓછાયા ઉતર્યા. નફાના પ્રેરક બળ પર સ્વાર થયેલી સમાજરચનામાં એ બધું રચાઈ ચૂક્યું હતું.

એ બધી રચનામાં રચાઈ ચૂકેલી ખૂનામરકીને કોણે ખુલ્લી મૂકી હતી! એ બધા હત્યાકાંડનો અપરાધ કયા માથા પર તોળાયો હતો !

પણ હું મુડીવાદની ગુંડાગીરીમાં મુસ્તાક છું." ઇટાલીથી માનવ જાતનો અપરાધી મુસો...ત્રાડ દેતો હતો.

એ મુસાનો ગોઠીયો માર્શલ બાડોગલીઓ આડીસઅબાબાનાં કમાડ ખખડાવતો હતો.

કમાડ પાછળનું પાટનગર જ્વાલામાં ઝબકતું હતું. એના વીજળીના દીવા બધા બૂઝાઈ ગયા હતા, એનાં બજાર ભાંગીને ભુક્કો ઉડતાં હતાં, એના તૂટેલા તારનાં ગુંછળાં અટવાતાં હતાં એની વ્યવસ્થા વચકી ગઇ હતી, એના રસ્તા વિલાસની બધી રચનાની રાખ ઉરાડતા હતા.

અને એનું જીવન ?

મુડીવાદની નફાખોરીને સાંપડેલા વર્ગવિગ્રહે વધેરી નાખ્યું હતું. શબના ઢગલા સડતા હતા, થીજી ગએલા લોહીની પોપડીઓ બાઝી હતી, ભરબજારમાં હાડપિંજરો હસતાં હતાં.

ત્યારે એના ગુંડા સાથીદારો સાથે વિજેતા બાડોગલીઓ પાટનગરમાં પેસતો હતો.

સોળસો લોરીઓમાં ઈટાલીયન સૈનિકો પાટનગરમાં પેઠા. બાડોગલીઓએ ઈટાલીનો વાવટો ફરકાવ્યો. ને ઈટાલીના રાજાને અને મુસોલીનીને સલામ ભરી.

સલામીના વિધિ પછી સેનાનીનો સાદ સંભળાયો: હવે કાયદો ને વ્યવસ્થા.

પહેલા કાયદાએ શક પડે તેવા સેંકડો ઇથોપીયનોને કારબીનીરી પર ખડા કર્યા.

સેંકડો બંદુકો ફૂટી.

ઇથોપીયનોનાં સેંકડો શરીરો એક સાથે વિંધાઇને પડ્યાં.

“ દરેક ઇથોપીયને પોતાની પાસે હોય તે હથિયાર સરકારને સોંપી જવાં. ” બીજો કાયદો બોલ્યો. ઇથોપીયનોનાં હથિયાર ઝડપાયાં.

બીજા દિવસના સવારે શહેરનો કચરો વળાયો. ત્રીજા દિવસનો સૂરજ ઉગ્યો ને પાટનગરને આંગણે પડઘમો વાગી, બ્યુગલો ફૂંકાયાં, વાવટા ફરકાયા, મુસાના સૈનિકોનાં પગલાં પાટનગર પર પછડાયાં.

એક મોટું સરઘસ નીકળ્યું. વેપારીઓએ ઝૂકી ઝૂકીને સલામ ભરી. કાયરોએ મેઢાં જેવાં માથાં નમાવ્યાં. ઇસુનાં મંદિરોએ વિજયના ઘંટ ઠોકાવ્યા. યુરોપની મુડીવાદી જમાતોએ ઈટાલીના વિજયના ડંકા વગડાવ્યા.

અને ત્યારે જીનીવામાં રાષ્ટ્રસંઘવાળી મુડીવાદી ડાકણો ઢાંકણીમાં મોઢું સંતાડી લોહીમાં પોતાના ઘાતકી પડછાયા જોતી હતી!

પણ ત્યારે ઇથોપીયાનું પાટનગર લોહી નીગળતું વિકરાળ હસતું હતું.

